


વારલી સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

મારી આસપાસના સમાજોના રીત-રિવાજો અને તેમની જીવનશૈલી હું નજરે જોતો હતો.પરંતુ ડાંગના વારલીઓની સંસ્કૃતિ અને જીવનશૈલી હું ઇતિહાસના પાનમાં જોતો હતો. કેટલીક વખતે ડાંગના આદિવાસી એવા શબ્દો સાંભળતા ડાંગના વારલીઓનો ઇતિહાસનો ખ્યાલ આવતો હતો. ડાંગની નદીઓ,જંગલો અને ડુંગરોનો ઇતિહાસ યાદ આવતો હતો. વારલી સમાજનો માનવ શાસ્ત્રીય અભ્યાસ કરવાનો લ્હાવો મળ્યો તેથી આનંદ અનુભવું છું

વારલી સમાજના માનવશાસ્ત્રીય અભ્યાસમાં સમાજ, ભાષા, કલા, સંસ્કૃતિ અને તેમની જીવનશૈલીનો ઉંડાણપૂર્વક અભ્યાસ કરી આદિવાસીઓના અન્ય સમાજો સામે મૂકવામાનો પ્રયાસ કરેલ છે. ડાંગના ડુંગરો,નદીઓ અને જંગલો સાથે જોડાયેલ માન્યતાઓને આધિન કેટલાક વિસ્તારોને જુદાજુદા નામોથી ઓળખવામાં આવે છે. તેની ઓળખ આપવામાં આવેલ છે.

વારલી પ્રજા તેમના કુદરતી સંસાધનોના આધારે આત્મનિર્ભર છે. તેઓનું જીવન ભલુ,ભોળુ અને શાંતિપ્રિય છે. વારલીઓ ખેતી, પશુપાલન અને વન્ય પેદાશોથી તેમનું જીવન ચલાવે છે. કેટલાક વિસ્તારોમાં અન્ય ધર્મોને કારણે તેમની મૂળ સંસ્કૃતિમાં બદલાવ થયેલ છે. તેથી મૌખિક સાહિત્ય,

કલા,સંસ્કૃતિ અને પરંપરાગત ધાર્મિક માન્યતાઓમાં અસર થયેલ છે. ડાંગના ડુંગરાળ વિસ્તારમાં વસતા વારલીઓમાં તેમનો પરંપરાગત પહેરવેશ જોવા મળે છે. ખેતીમાં પરંપરાગત પાકો નાગલી, વરઇ, અળદ, કોદરા વગેરે પાકોની વાવણી કરે છે. ગામમાં પરંપરાઓથી ચાલતા આવતા દેવોની સ્થાનકો છે. ઋતુ પ્રમાણે આવતા તહેવારોમાં તેની પૂજા કરવામાં આવે છે. વારલીઓ નૃત્ય અને કલાના શોખીન છે. તેઓ વારતહેવારે નૃત્ય કરે છે અને પરંપરાઓથી ચાલતી આવેલ લગ્ન વિધિ પ્રમાણે લગ્નો થાય છે. આ સમાજમાં ભગત (ભૂવા) અને પાટિલ, કારભારી વગેરે લોકોનું સમાજમાં ખૂબ મહત્વ છે.

આધુનિકીકરણને કારણે વારલીઓની સંસ્કૃતિના રીત રિવાજો અને દેવપૂજા અને કેટલુક મૌખિક સાહિત્ય લુપ્ત  થશે.વારલી સમાજનો સાંસ્કૃતિક વારસો સચવાઈ રહે તે જરૂરી છે. તેઓનું મૌખિક સાહિત્ય અને સંસ્કૃતિ બચાવવા માટે આ સંશોધન કર્યું છે.

આભાર દર્શન

ઇ.સ.૧૯૯૬માં ડૉ.ગણેશ દેવીએ વડોદરામાં ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્રની સ્થાપના કરી અને છોટાઉદેપુર તાલુકાના તેજગઢ ગામે આદિવાસી એકેડેમીની સ્થાપના કરી. આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે આદિવાસીઓની ભાષા, સંસ્કૃતિ, કલા, તેમના ગીતો, દેવી દેવતાઓ, ખેતી કરવાની પદ્ધતિઓ, પહેરવેશ વગેરે વૈશ્વિકરણને કારણે પારંપરિક જ્ઞાનને ભુલતા જાય છે.અને વર્ષો પછી આ મૂલ્યવાન વારસો નાશ થવાની શકયતાઓ છે. તેથી આવા મૂલ્યવાન વારસાને ટકાવી રાખવા અને ફરીવાર પુનઃજીવિત કરવાના હેતુથી આદિવાસી મૌખિક સાહિત્યનું દસ્તાવેજીકરણ કરીને બચાવવાના હેતુથી આ સંસ્થાની સ્થાપના કરવામાં આવેલ છે.

સંશોધનના માર્ગદર્શક તરીકે પ્રો.કાનજીભાઈ પટેલનો મુખ્ય ફાળો રહ્યો છે. તેઓએ સલાહ સુચનો આપીને લેખન કાર્યને સરળ બનાવેલ છે. તેઓએ શરૂઆતથી અંત સુધી માર્ગદર્શન પુરું પાડી મારા લેખન કાર્યને સફળ કરેલ છે. તેમનો હું આભાર માનું છું.

આ સંશોધન કાર્યના લખાણ વખતે વારલી સમાજના વડીલોએ ખુલ્લા દીલથી મને મદદ કેરલ હોય તેમનો હું આભાર માનું છું ડાંગના પ્રવાસ વખતે રમેશભાઈ વાડુ અને અમૃતાબેન વાડુએ માહિતિ દાતાઓની સાથે મુલાકાત કરાવી માહિતિ મેળવવામાં મદદ કરેલ છે ખરેખર હું તેમનો ઋણી છું. મારા લેખન કાર્યને છાપકામમાં મદદ કરેલ એવા રાઠવા નગીનભાઈ, ભાવસીંગભાઈ અને ગોંવિદભાઈનો આભાર માનું છું સર્વને મારા આ સંશોધનના લેખન કાર્યને મદદ કરનાર સર્વને કૃતજ્ઞતાની લાગણી વ્યકત કરૂ છું.




સાંસ્કૃતિક વારસાને સાચવનાર વારલી સમાજને અર્પણ.

લલ્લુભાઈ રાઠવા
આદિવાસી અકાદમી
તેજગઢ




## સમાજનું નામ

ડાંગના પૂર્વ દિશામાં ડુંગર વિસ્તાર છે. આ ડુંગરાળ પ્રદેશમાં વારલીઓ વસે છે. અન્ય વિસ્તારમાં વસતા લોકો તેમને ડુંગરના લોકો તરીકે ઓળખે છે. દક્ષિણમાં મહારાષ્ટ્રની સરહદ પર ઉંચા ડુંગરોની હારમાળા છે. તે ડુંગર પર વસતા વારલીઓને અન્ય લોકો ઘાટના લોકો તરીકે ઓળખે છે. ઉત્તર દિશાની નદીઓમાં બારેમાસ પાણી વહે છે તેથી આ વિસ્તારમાં બારેમાસ પાણી મળી રહે છે. અન્ય વિસ્તારમાં વસતા લોકો તેમને પાનથળના લોકો તરીકે ઓળખે છે. આમ, ડાંગમાં વસતા આદિવાસીઓ પ્રદેશની ભૌગોલિકતાથી એકબીજાને ઓળખે છે. કુનબી અને કોંકણીઓ વારલીઓને વારલટાં તરીકે પણ ઓળખે છે.

## ભૌગોલિક વિસ્તાર

ડાંગ જિલ્લો એ ગુજરાત રાજ્યમાં આવેલો છે. આ જિલ્લાની ઉત્તરે તાપી જિલ્લાનો વ્યારા અને સોનગઢ તાલુકો અને મહારાષ્ટ્ર રાજ્યનો નવાપુર તાલુકો આવેલો છે. પૂર્વ મહારાષ્ટ્ર રાજ્યમાં ધુલિયા જિલ્લાનો સાકરી તથા નાશિક જિલ્લાના બગલાણ અને કળવણ તાલુકાઓ તેમજ દક્ષિણે મહારાષ્ટ્ર રાજ્યના નાશિક જિલ્લાનો સુરગાણાં તાલુકો અને પશ્ચિમ દિશામાં ગુજરાત રાજ્યના વલસાડ જિલ્લાનો વાંસદા તાલુકો આવેલો છે.

**ક્ષેત્રફળ :**

ડાંગ જિલ્લોએ સૌથી ઓછું ક્ષેત્રફળ ધરાવે છે. તેની કુલ જમીન ૧૭૬૪ ચો.કિ.મી છે. જેમાં ૧૦૫૫.૫૭ ચો.કિ.મી. જંગલનો વિસ્તાર આવેલો છે. ક્ષેત્રફળની દૃષ્ટિએ જોઈએ તો ડાંગ જિલ્લો ગુજરાતનો નાનામાં નાનો જિલ્લો છે. તે ૨૦,૩૩,૪૦ ઉત્તર અંક્ષાશ અને ૭૩,૫૬,૩૬, પૂર્વ રેખાંશવૃત્તોમાં સમાયેલો છે. ૨૦૦૧ની વસ્તી ગણતરી મુજબ ડાંગ જિલ્લાની કુલ વસ્તી ૧,૮૬,૭૨૯ છે. જેમાં ૯૩,૯૭૪ પુરૂષો અને ૯૨,૭૫૫ સ્ત્રીઓ છે. દર ચોરસ કિ.મીમાં વસ્તીની ગીચતા ૧૦૬ની છે. આ જિલ્લામાં કુલ ૭૦ ગ્રામ પંચાયતો છે. તેમાં ૩ ગ્રામ પંચાયતો અને ૬૭ જૂથ ગ્રામ પંચાયતો છે. આ જિલ્લાના કુલ ૩૧૨ ગામડા છે.

## સૃષ્ટિસર્જનની કલ્પના

સૂર્ય, ચંદ્ર, તારા અને ધરતી ન હતી તે વખતે ફકત પાણી હતું. ઘણા વર્ષોને અંતે પાણી ઠરવાથી પાણીમાંથી જ પથ્થર અને માટી બની. તે ધરતી સ્વરૂપે બહાર આવી અને પથ્થરના ડુંગરો બન્યા. આમ પૃથ્વી પર અડધા ભાગની જમીન અને અડધા ભાગનું પાણી થયું. ત્યાર પછી આકાશ, સૂર્ય, ચંદ્ર અને તારાઓની ઉત્પત્તિ થઈ. સૂર્યની ગરમી જમીન અને પાણી પર પડવાથી પવન પેદા થયો. ત્યાર બાદ ધરતી પર જીવ સૃષ્ટિને અનુકૂળ વાતાવરણ ઊભુ થયું. સૂર્યની ગરમી પાણી પર પડવાથી પાણીમાં ગેસ પેદા થયો અને તેમાંથી જળચર જીવો પેદા થયા. સૃષ્ટિની રચના કરવા માટે અભિનાથ દેવ પેદા થયા. ત્યાર પછી

નારણદેવનો જન્મ થયો. સૂર્યની ગરમી પાણી પર પડવાથી પાણીમાંથી બાષ્પ પેદા થઈને આકાશમાં ગયો. તે પછી ઉપરથી નીચે વરસાદ પડવા લાગ્યો. વારંવાર વરસાદ પડવાથી જમીન અને ડુંગરો ભીના થયા. તેના પર કેટલીક વનસ્પતિઓનું નિર્માણ થઈ ધરતી લીલી થઈ. વારંવાર વરસાદ પડવાથી ધરતી પરના ડુંગરોનું પાણી નીચે વહેતાં નદીઓનું નિર્માણ થયું. નદીઓમાં પુર આવતાં પાણીના ટકરાવાથી નદીના પાણીમાં ફીણ પેદા થયું. આ ફીણમાં કેટલાક જીવો પેદા થયા. અનુકૂળ વાતાવરણ મળતાં જીવોના જુદા જુદા અંગોનો વિકાસ થયો અને તેમાંથી માનવ બન્યો. આ રીતે જંગલના જુદા જુદા પ્રાણીઓ પેદા થયા. તેવી જ રીતે જુદા જુદા પશુ-પંખી પેદા થયા અને ધીમે ધીમે વૃક્ષો પેદા થયા. આ સૃષ્ટિને ટકાવી રાખવા માટે દરેક પ્રકારના જીવોમાં ભગવાને નર-નારી બનાવ્યા. તેથી વારલી સમાજના લોકો સૃષ્ટિના સર્જનહારની પૂજા કરે છે.

વારલી સમાજના લોકો જેઠ મહિનામાં વરસાદ આવતા પહેલા કોઈ ચોક્કસ વાર નક્કી કરી ધરતી પર વરસાદ લાવનાર અભિનાથદેવ અને નારણદેવની પૂજા કરવા માટે બકરાં, મરઘાં અને નાળિયેર લઈને ધરમપુર જાય છે. પહેલાના સમયમાં ધરમપુરનો રાજા પૂજાની સાધન સામગ્રી લાવતો હતો. હાલમાં વારલી સમાજના પાટિલ, પૂજારા અને કારભારી વગેરે ગામના આગેવાનો આખા ગામનો ફંડ ફાળો ભેગો કરી પૂજવાની સામગ્રી ખરીદે છે અને નકકી કરેલા દિવસે આખા ગામના ભાઈ-બહેનો પૂજા માટે જાય છે.

## સમાજનો ઈતિહાસ

વારલીઓ સૌ પ્રથમ ખૈબરઘાટ અને સિંધુનદીને કાંઠે વસતા હતા. તેઓ ત્યાંના મૂળ વતની હતા. પેઢી દર પેઢી તેઓ સ્થળાંતરિત જીવન જીવતા હતા. પોતાના જીવનને અનુકૂળ વાતાવરણ અને ખાવા-પીવાની સગવડ સારી હોય ત્યાં રહેતા હતા. તે વખતે માત્ર ફળ-ફળાદી, કંદમૂળ વગેરે જંગલની પેદાશો જ્યાં મળતી ત્યાં વર્ષો સુધી રહેતા અને નવી જગ્યાઓ શોધતા તેઓ ધરમપુરમાં આવ્યા ત્યારે ત્યાં આદિવાસી રાજા રાજય કરતો હતો. વારલીઓએ ધરમપુરમાં રાજાની પરવાનગી લઈને ત્યાં વસવાટ કર્યો હતો. ધરમપુરના રાજાએ જણાવેલ કે તમારે આ ધરતીના સર્જક દેવની પૂજા કરવાની. આથી તેઓને પૂજાના સાધનો બકરાં, મરઘાં અને નાળિયેર વગેરે આપેલા અને જણાવેલ કે તમારે અહિંયા જ રહેવાનું અને દેવની પૂજા કરવાની. તમે અહીંના વતની છો. ત્યારથી વારલી સમાજના લોકોએ ત્યાં કાયમી વસવાટ કર્યો. ડાંગના જંગલોમાં જંગલની પેદાશો પુરતા પ્રમાણમાં મળી રહેતી હતી તેથી ડાંગના જંગલોમાં તેઓએ વસવાટ કરેલો. હાલમાં દક્ષિણ ગુજરાતના કેટલાક ગામડાઓમાં તેઓની વસતિ છે.

## જન્મવિધિ

વારલી સમાજમાં બાળકના જન્મને મહત્વનો પ્રસંગ માનવામાં આવે છે. સ્ત્રી માસિક ધર્મમાં આવે ત્યારે તે યુવાન કહેવાય. ત્યાર પછી જ તે લગ્ન કરવાને લાયક ગણાય. લગ્ન પછી સ્ત્રીને માસિક ધર્મ બંધ થાય એટલે ગર્ભ રહ્યો એમ કહેવાય. સગર્ભાવસ્થા એ સ્ત્રી માટે આનંદના દિવસો છે. તેને દેવકૃપા

પણ માનવામાં આવે છે. લગ્ન થયા પછી બાળકની ઈચ્છા હોવા છતાં બાળક ન થાય તો તેવી સ્ત્રીને વાંઝણી કહેવામાં આવે છે. સમાજમાં તથા કુટુંબમાં તેનું અપમાન થાય છે. આવી સ્ત્રીઓ પોતાને બાળક કેમ થતું નથી ? તે માટે ભગત પાસે અનાજના દાણા પોતાના પરથી ઉતારીને જોવડાવે છે. ભગત દાણા જોઈને તેનું દુઃખ શોધી કાઢે છે અને તેને ભગતાઈ કરી મંત્રો મારી વિધિ કરી દુઃખ દૂર કરી વનસ્પતિની દવા બનાવીને આપે છે. દેવની બાધા રાખી અમુક વસ્તુઓ નહી ખાવી, એવા નિયમો આપે છે. ભગતે રાખેલ બાધા ફળે ત્યારે બાળકનો જન્મ થયા પછી સવા મહિના પછી બકરું, મરઘું, દારૂ અને નાળિયેર વગેરે વસ્તુઓ દેવને ચડાવી બાધા પૂરી કરે છે.

વારલી સમાજમાં જયારે કોઈ સ્ત્રી સગર્ભા હોય ત્યારે તેની ખુબ કાળજી લેવામાં આવે છે. તેને બહારગામ એકલી જવા દેવામાં આવતી નથી અને ગયા હોય તો સાંજ પડતાં પહેલાં ઘરે આવતા રહે છે. નદીમાં કે ઝરણામાં પાણી જતુ હોય તે ઓળંગીને તેને જવા દેવામાં આવતી નથી, પરંતુ તેમાં પગ મુકીને જવાનું હોય છે. તેને ઘરમાં સખત કામ કરાવતા નથી. તેને ઘરમાં માનસન્માનથી રાખવામાં આવે છે. વારલીઓમાં એવી માન્યતા છે કે સગર્ભા સ્ત્રીને કુટુંબમાં અપમાનિત કરી દુઃખી કરવામાં આવે ત્યારે તેને દુઃખનો આઘાત લાગે છે. તેનાથી તેના ગર્ભમાં વિકસી રહેલા બાળકને પણ માનસિક આઘાત લાગે છે અને તેની બાળક પર માનસિક અસર થાય છે.

ડાંગના દરેક ગામમાં બે-ત્રણ દાયણો હોય છે. વારલીઓ તેને સુયેરીન કહે છે. સગર્ભા સ્ત્રીના પૂરા મહિના થાય પછી પ્રસુતિ થવા માટે અચાનક દુઃખાવો ઉપડે ત્યારે ઘરના માણસો તરત જ સુયેરીનને

બોલાવી લાવે છે. તેને પ્રસુતિનું ખુબજ જ્ઞાન હોય છે. તે આવીને તરત જ સગર્ભાને તપાસ કરવા લાગી જાય છે. તે માત્ર તપાસીને જ જાણી લે છે કે પેટમાં બાળક સીધું છે કે ઉલટું છે ? મરેલું છે કે જીવતું છે. કેટલીક વાર એવું પણ બને છે કે પ્રસુતિ વહેલી ન થતી હોય તો ઔષધિ પીવડાવે છે અને તે પીધા પછી પણ પ્રસુતિ ન થાય તો ભગતને બોલાવીને વિધિ કરાવે છે. કોઈએ મેલી વિદ્યા કરેલી હોય તો તે વિધિ કરીને દૂર કરે છે અને પછી તે મંત્રો બોલીને પાણી મંત્રી આપે. તે પાણી પ્રસુતાને પીવડાવવાથી તરત જ પ્રસુતિ થઈ જાય છે. પ્રસુતિના સમયે સગર્ભા સ્ત્રીને ઘરમાં એક બાજુ જમીન પર કોથળો પાથરીને સુવડાવે છે. ત્યાં પ્રસુતિ કરાવે છે. ઘર નાનુ હોય ત્યારે ઘરના એક ખુણામાં કપડું બાંધીને પડદો કરવામાં આવે છે, તે સમયે પ્રસુતા સ્ત્રી સાથે સુયેરીન અને ઘરની બે-ત્રણ બહેનો હાજર રહે છે.

પ્રસુતિ થઈ ગયા પછી સુયેરીન તરત જ માતાને બાળકને જોડતી નાળને બાળકની ડુંટી પાસે સુતરનો દોરો બાંધે છે અને પછી તરત જ તીરથી નાળ કાપીને બાળકને છૂટુ પાડે છે. ત્યારબાદ સુયેરીન બાળકને ગરમ પાણીથી નવડાવીને કપડાથી સાફ કરી કપડામાં લપેટીને એક બાજુ સુવડાવે છે. નાળને બાદ ઢોર બાંધવાની કોઢમાં એક ખુણામાં ધરી વડે ખાડો ખોદી તેમાં નાગલીનાં દાણા મૂકીને તેમાં નાળ મુકીને માટીથી ખાડો પુરી તેના પર મોટો પથ્થર મુકવામાં આવે છે. એ પથ્થર પર બેસીને પ્રસુતા સ્નાન કરે છે. તે પથ્થર નીચે દબાવેલી મેલી જેમ જેમ દબાતી જાય તેમ તેમ પ્રસુતાની તબિયત સુધરતી જાય, તેમ માનવામાં આવે છે. તેથી તેને મેલી દબાવેલા પથ્થર પર બેસીને નાહવાનું ક્હેવામાં આવે છે. પ્રસુતાને નવડાવ્યા પછી સુયેરીન બાળકને ધવડાવવા માટે આપે છે, ત્યાર બાદ પ્રસુતાને હલકો ખોરાક આપે છે.

ત્યાર બાદ સુયેરીન અને બીજી ત્યાં બેઠેલી બહેનોને દારૂ આપવામાં આવે છે. સંપુર્ણ કામ પુરું થાય પછી સુયેરીન ત્યાંથી વિદાય લે છે. તે વખતે સુયેરીનને અનાજ તથા પૈસા આપે છે. તે વખતે પ્રસુતાને શું ખાવું શું ન ખાવું તે સમજાવે છે. તેની સલાહ મુજબ પ્રસુતાને પચવામાં હલકો હોય તેવો ખોરાક આપવામાં આવે છે. પાંચોરા પૂજાય ત્યાં સુધી વરઈનું ઓસામણ આપવામાં આવે છે. પ્રસુતિ થયા પછી ચાર-પાંચ દિવસ સુધી કાંદા, લસણ, ડુંગળી, માંસ અને માછલી વગેરે આપવામાં આવતું નથી. પાંચ દિવસ પછી તેને નાગલીનો રોટલો આપવામાં આવે છે. પ્રસુતિ થયા પછી તે બેન સવા મહિના સુધી આભડછેટ પાળે છે. સવા મહિના સુધી તે અપવિત્ર ગણાય છે. પ્રસુતિ વખતે પ્રસુતાની માતા કરતાં સુયેરીન કોઈ પણ પ્રકારની અપેક્ષા વિના સેવા કરે છે. તેમાં સેવાની ભાવના હોય છે.

**પાંચોરાની વિધિ :**

બાળકના જન્મ બાદ છોકરી હોય તો ત્રીજા દિવસે અને છોકરો હોય તો ચોથા દિવસે પાંચોરા પૂજન કરવામાં આવે છે. વારલીઓ દીકરા-દીકરીમાં થોડો ભેદભાવ રાખે છે. આ સમાજમાં મિલ્કતનો વારસદાર છોકરાને માને છે અને દીકરીને પારકા ઘરની થાપણ માનવામાં આવે છે. પાંચોરાના દિવસે સુયેરીન વહેલી આવીને પ્રસુતાની જગ્યાએ લીંપે છે. ત્યાર બાદ કોઢમાં જયાં મેલી દાટી હોય ત્યાં અને જમીનથી એકાદ હાથ ઊંચે ભીત પર પણ લીંપે છે. ત્યાર પછી તે પ્રસુતા અને બાળકને નવડાવે છે. દાયણ લીંપેલી ભીત પાસે પાંચોરા પૂજનની સામગ્રી કંકુ, સિંદુર, તવાની મેશ, સુતરના દોરા, ચોખા, તેલ, દારૂ, અગરબતી,

રોટલા અને માછલીનું શાક વગેરે વસ્તુઓ લઈને વિધિ કરવાનું શરૂ કરે છે. સૌ પ્રથમ તે વિધિ કરવાની સામગ્રી ખાખરાના પાનમાં લે છે. ત્યાં એક થાળી રાખે છે. તેમાં થોડાક ચોખા રાખે છે. સૌથી પહેલાં તે લીંપેલી ભીત પર કંકુના ચાંદલા પાડે છે. આ દરેક ચાંદલા જુદા જુદા દેવોના નામના હોય છે. જેમ કે મેશનો એ ભૂતના નામનો હોય છે. તેની નીચે લીંપણ હોય ત્યાં ચોખાની પૂજ પાડે છે. આ પૂજ પર કંકુ છોડીને દારૂથી સત્કારે છે, ત્યાર પછી તેલનો દીવો કરી અગરબતી સળગાવી બધા દેવોના નામ લઈને શ્રીફળ વધેરે છે, ત્યાર બાદ શ્રીફળનો પ્રસાદ, રોટલા અને માછલીનું શાક વગેરે સતીદેવીને ચડાવે છે. સતી જાય પછી સુયેરીન કાચા સુતરને ઈખંડ નામનું ઔષધ બાંધે છે. આ ઔષધ નાના બાળક અને પ્રસુતાને ગળે, હાથે અને કમરમાં બાંધે છે. માતા અને બાળકને કોઈ રોગ લાગુ ન પડે, એટલા માટે ઔષધ બાંધે છે. ત્યાર પછી સુયેરીન ઘરના ખાંડણીયા પાસે જાય છે અને બે છોકરીઓને લુગડું પકડાવીને ઝોળી બનાવે છે. તે વખતે પ્રસુતા બાળકને ઝોળીમાં સુવડાવી હીંચકો નાખે છે. તે વખતે સુયેરીન પૈસાથી થાળી વગાડીને છોકરી હોય તો કહે છે કે તારી મા કામ બતાવે તો નાસી જજે. તારો બાપો કામ બતાવે તો કરજે. પ્રસુતા બાળકને ઝોળીમાંથી બહાર કાઢી પોતાની સાથે લઈને હાથમાં તીર પકડી પાંચ ફેરા ફરે છે. તે સુયેરીનને પગે લાગીને પૈસા આપે છે. સુયેરીન બાળકને પૈસા આપે છે. તે પૈસાના દોરા લાવી બાળકને કમરમાં બાંધે છે. ત્યાર બાદ સુયેરીનને જમાડે છે અને દારૂ પીવડાવે છે. સુયેરીનને અનાજ, ચોખા અને પૈસા આપે છે. સુયેરીન વિદાય લેતાં પહેલાં પ્રસુતાને સલાહ આપે છે કે બાળકને રડાવીશ નહી, ચૂલા પાસે ઊંઘાડીશ નહી, ગમે તે ખાતી નહી, આવી સલાહ આપીને તે માથે આનાજની પોટલી મુકીને તેના ઘરે જતી રહે છે. માતા

કપડાંની ઝોળી બાંધીને તેમાં બાળકને સુવડાવીને હીંચકાવે છે. સાંજે જંગલમાંથી ટીંમરવાના ઝાડની ત્રણ ડાળખી લાવે છે. તેમાંથી બે ડાળખાં ઘરના બારણામાં ખોસે છે અને એક ડાળખુ ચૂલામાં બાળે છે. તે વખતે સતી બ્રહ્મા બાળકના લેખ લખવા આવે છે, એમ માનવામાં આવે છે. તે દિવસે સાંજે ભગતને બોલાવીને થાળીવાદ્ય પર સતીની કથા ગાવામાં આવે છે. તે વખતે સગાવ્હાલાઓ થાળીમાં પૈસા નાખે છે.

**નામકરણની વિધિ**

પ્રસુતિ થયાના ત્રણ કે ચાર દિવસના ગાળામાં સગાસંબંધીઓ પોતપોતાને મનગમતું નામ રાખે છે. મોટે ભાગે ગ્રહો કે વારના નામ પરથી નામ રાખવામાં આવે છે. દા.ત સોમવારે જન્મેલા બાળકનું સોમા કે સોમી નામ પાડવામાં આવે છે. વર્ણ કે રંગ પરથી પણ નામ પાડવામાં આવે છે. દા.ત બાળક શ્યામ હોય તો કાળિયો કે કાળી રાખે છે. તેમજ ઝાડના નામ પરથી પણ નામ પાડવામાં આવે છે. પરંતુ બધાની બહુમતી હોય તે નામ નક્કી કરી પાંચોરા પૂજનના દિવસે સુયેરીનને કહેવામાં આવે છે. તે નામ સુયેરીન પંચોરાના દિવસે જાહેર કરે છે, પછી પિતા બાળકનું નામ તલાટીના રજીસ્ટરે નોંધાવે છે.

**જન્મ વિશેની કેટલીક માન્યતાઓ**

બાળકનું નામ મૂક્યા પછી તે ખૂબજ રડતું હોય તો બાળક પરથી દાણા ઉતારી ભગત પાસે દાણા જોવડાવે છે. કુટુબનું કોઈ વડીલ જન્મ લઈને આવ્યું છે, તેથી બાળક નામ માટે રડે છે, એવી માન્યતા હોવાથી તે નામ બદલે છે. વડીલનું જે નામ હોય તે પાડવામાં આવે છે. લુલું, લગડું બાળક જન્મે તો એવી

માન્યતા છે કે કુટુંબમાં કોઈ વડીલ તેનાં જેવું હતું. જે ફરી જન્મ ધારણ કરીને કુટુંબમાં આવ્યું છે. શરીર પર કોઈ ડાઘ હોય તો પણ આવી માન્યતા પ્રચલિત છે. કોઈ દંપતીને બાળકો જીવતા ન હોય તો બાળકને જન્મતાની સાથે જ ઉકરડાં ઉપર મૂકી આવે છે, પછી તરત જ પાછા લઈ આવે છે અને પછી તુચ્છ નામ મૂકે છે. આ વિધિ કરવાથી બાળક જીવી જાય છે, એવી માન્યતા વારલીઓમાં છે.

### માથાના વાળ ઉતારવાની વિધિ

બાળકના જન્મ પછી સવા મહિનો થાય ત્યારે માથાના વાળ ઉતારવામાં આવે છે. બાળકના વાળ મામો ઉતારે છે. તે સમયે ઘરના આગણામાં બધા બેસીને મામા કાતરથી વાળ કાપે છે. આ વાળને માતા સાચવી રાખે છે. વાળને નદીમાં પૂર આવે ત્યારે તેના વહેણમાં છોડી દેવામાં આવે છે. તેની પાછળ એવી માન્યતા છે કે બાળક મોટું થાય પછી નદી તરી શકે. એટલા માટે વાળ નદીના વહેણમાં છોડે છે. આ વાળ કાપવા બદલ મામાને દારૂ અને પૈસા આપવામાં આવે છે.

### લગ્નવિધિ

જે કુટુંબમાં છોકરો કે છોકરી લગ્ન કરવાને લાયક થઈ ગયા હોય ત્યારે દરેક છોકરાના માતા-પિતા પોતાને મનગમતી જગ્યાએ મન પસંદ છોકરા-છોકરીની શોધ કરે છે. સૌ પ્રથમ તેઓ પોતાને લાયક પાત્ર શોધવા માટે પોતાને લાગતા-વળગતા સગાસબંધીઓને વાત કરે છે. તેથી કોઈક માણસ વચેટીયો બનીને છોકરા-છોકરીના મા-બાપને મળીને લગ્નની ગોઠવણ કરવા માટે પૂછપરછ કરે છે. બંને પક્ષકારો સંમત

થતાં વાત આગળ ચલાવે છે. કોઈ યોગ્ય સમય પસંદ કરી વચેટીયો છોકરાને લઈને છોકરીને ત્યાં જાય છે. ત્યાં ગયા પછી ચા-પાણી અને જમવાનું વગેરે કરવામાં આવે છે. તે વખતે છોકરો-છોકરી તથા છોકરીના મા-બાપ તથા કુટુંબીજનો છોકરાની પસંદગી કરે છે અને છોકરો-છોકરીની પસંદગી કરે છે. આમ બધાને સામ-સામે પસંદગી થયા પછી છોકરીના મા-બાપ છોકરાના ઘરે ઘરની પસંદગી તથા કુટુંબની પસંદગી માટે જાય છે. ત્યાર બાદ છોકરા પક્ષેથી પણ કુટુંબીજનો છોકરીની પસંદગી માટે છોકરીના ઘરે જાય છે. આમ છોકરો-છોકરી તથા બંને પક્ષની સામ-સામે પસંદગી થયા પછી લગ્નની ગોઠવણી કરે છે. વારલી સમાજમાં હાલના સમયમાં આ પ્રથા છે. વર્ષો પહેલાં આવું ન હતું. તે સમયે છોકરા-છોકરીને બતાવવામાં આવતા ન હતા. વડીલો પોતાને મન પસંદ જગ્યાએ સગાઈ કરી દેતા હતા. વારલીઓમાં સગાઈ કરવાની વિધિને બોલપેન કહે છે.

ડાંગના વારલીઓની લગ્ન પધ્ધતિનો રિવાજ બોલપેન, મોટીપેન અને લગ્નવિધિ એમ ત્રણ વિભાગોમાં થાય છે.

**બોલપેનની વિધિ :**

બોલપેન એટલે આદિવાસી-વેવિશાળ. તેમાં દહેજ અને બીજી વિગતો નક્કી કરવા માટેનો પ્રસંગ. આ પ્રસંગમાં છોકરા પક્ષવાળા પોતાના ગામના આગેવાનો પાટિલ, કારભારી, જાગલ્યા, સગાસબંધીઓ, કુટુંબીજનો અને છોકરાને લઈને કન્યાના ઘરે જાય છે. કન્યાપક્ષના સગાસબંધી, પાટિલ અને કારભારી

ગામના આગેવાનો ભેગા થાય છે. બોલપેન વખતે બંને ગામોની પંચ બેસે છે. પંચમાં છોકરા-છોકરીને બેસાડે છે. તે વખતે છોકરો પંચને રામ રામ કરી કાળા મણકાની ગાઠી છોકરીને પહેરાવે છે અને છોકરીને પૈસા આપે છે. આ વખતે દહેજ, કપડાં અને દાગીના નકકી કરે છે. આ બધી વિધિ થઈ ગયા પછી છોકરા પક્ષવાળા મીઠી ટીકડી વહેંચે છે. જે વખતે વડીલો છોકરા-છોકરીને પૂછે છે કે ટીકડીઓ કેવી લાગી ? તેઓ જવાબમાં કહે છે કે ટીકડીઓ મીઠી લાગી. ત્યારે વડીલો કહે છે કે તમારું જીવન ટીકડીઓ જેવું મીઠું જ રહેવું જોઈએ. કડવું થવું ન જોઈએ, એવી સમજ આપે છે.

હાલના સમયમાં વારલી સમાજના રીત-રિવાજમાં કેટલાક ફેરફાર જોવા મળે છે. બોલપેનની વિધિ એ કેટલાક વિસ્તારમાં ચાંદલાની વિધિનું સ્વરૂપ ધારણ કર્યુ છે. બોલપેનની વિધિ પુરી થાય પછી કપડાં ખરીદવાનો સમય નકકી કરવામાં આવે છે. નક્કી કરેલા દિવસે બંને પક્ષવાળા નજીકના હાટ બજારમાં જાય છે અને કન્યાને મનગમતાં કપડાં ખરીદે છે. પહેલાનાં સમયમાં વડીલો સગાઇ વખતે મૌખિક કરાર કરતા હતા, પરંતુ હાલના સમયમાં સગાઈ થઈ ગયા પછી બંને પક્ષના પંચો બેસીને લેખિત કરાર કરે છે. જેમાં એવો કરાર કરવામાં આવે છે કે સગાઈ થયા પછી જો કોઈ ફરી જાય તો બંને પંચો નકકી કરે તે મુજબ દંડ વસુલ કરવામાં આવશે, એવો કરાર કરી તેમાં બંને પક્ષની સહી કરાવવામાં આવે છે.

જયારે ઘરજમાઈ (ખંધાડિયો)ની બોલપેન હોય તો છોકરી પક્ષવાળા છોકરીને લઈને છોકરા પક્ષવાળાને ત્યાં જાય છે અને બધો ખર્ચ છોકરીપક્ષ તરફથી કરે છે.

**મોટીપેનની તારીખ :**

બોલપેન થઈ ગયા પછી સગવડ હોય તો પંદર-વીસ દિવસમાં મોટીપેન ગોઠવે છે. જેનો સમય ચૈત્ર પછી શરું થાય છે. વારલીઓ શિયાળામાં અને ચોમાસામાં લગ્ન ગોઠવતા નથી. ખાસ કરીને જેઠ મહિનામાં લગ્ન ગોઠવે છે. મોટીપેન માટે મુહૂર્ત જોતા નથી. બંને પક્ષોની અનુકૂળતા મુજબ લગ્નનો દિવસ નકકી કરવામાં આવે છે. હાલના સમયમાં શિક્ષિત લોકો બ્રાહ્મણ પાસે મુહૂર્ત જોવડાવીને લગ્નની તારીખ નકકી કરે છે.

**મંડપ બાંધવાની વિધિ :**

મોટીપેન નકકી થાય પછી તેના ચાર-પાંચ દિવસ આગળ ઘરના આંગણાંમાં મંડપ બાંધે છે. આ મંડપ બાંધવા માટે કુટુંબ તેમજ ગામના યુવાનો ભેગા થઈ જંગલમાં જઈને લાકડાં લઈ આવે છે. વારલીઓ લગ્ન માટેનો મંડપ પાંચ થાભલીઓ રોપીને બનાવે છે. જેમાં સાગના લાકડાની બે થાંભલી, ઉંબરાની એક થાંભલી, સાવર (શીમળો)ની એક થાંભલી અને કાકળની એક થાંભલી રોપવામાં આવે છે. આમ, આ વૃક્ષોનું ખૂબ મહત્વ છે. મંડપ ઉપર સાવરની વળી મૂકે છે અને તેના પર જાંબુડાના વૃક્ષનાં ડાળખાં નાખે છે. આ વૃક્ષો પવિત્ર હોવાથી લગ્ન અને મરણપ્રસંગે ઉપયોગી છે. મંડપની વચમાં ઉંબરાની થાંભલી રોપવામાં આવે છે. ત્યાર બાદ શણના રેસામાંથી પાતળી દોરી બનાવીને ઉંબરાના થાંભલાને બાંધવામાં આવે છે. મંડપને માન આપવા માટે દોરી બાંધવાનો રિવાજ છે. માંડવાની ચારે બાજુ આંબાના પાનના

તોરણ બનાવીને બાંધવામાં આવે છે. વારલીઓ કુદરતી સંસાધનનો ઉપયોગ કરીને મંડપ બનાવે છે. તેઓ ભાડાનો માંડવો લાવતા નથી.

**ગામના આગેવાનોને આમંત્રણ :**

વારલી સમાજમાં પાટિલ, કારભારી, જાગલ્યા અને ભગત એ ગામના આગેવાનો છે. ગામમાં પેઢી દર પેઢીથી તેમનો માનમોભો જળવાયેલો છે. સમાજમાં કોઈ પણ પ્રસંગમાં તેમની હાજરી જરૂરી હોય છે. તેથી લગ્નપ્રસંગે તેમને આમંત્રણ આપવા માટે જવું પડે છે. તેમને આમંત્રણ આપવા માટે વર કે કન્યાના ઘરેથી વડિલ વ્યકિત કહાળ્યા, નગારું વગેરે વાજિંત્રો વગાડતા વગાડતા ગીતો ગાતાં ગાતાં આમંત્રણ આપવા માટે તેમના ઘરે જાય છે. આમંત્રણ આપનારને તેઓ ભેટીને પૈસા આપે છે. ડાંગના વારલી સમાજમાં લગ્નપ્રસંગે ગામના આગેવાનોને આવી રીતે આમંત્રણ આપવાનો રિવાજ છે.

**હળદર લગાડવાની વિધિ :**

વારલીઓ એક જ દિવસે હળદર લગાડે છે. ત્યાર પછી આણું કરવાના દિવસે પણ પીઠી લગાડવામાં આવે છે. તેઓ હળદરના ગાંગડા બજારમાંથી લાવીને ફોડે છે. નદીમાંથી પથ્થર લાવીને ગીતો ગાઈને હળદર ફોડે છે. મોટે ભાગે હળદરની વિધિમાં કુટુંબની સ્ત્રીઓ જોડાય છે. કુંવારી કન્યાઓ હળદર ફોડે છે. મોટીપેનના દિવસે વરકન્યાને હળદર લગાડે છે. આ દિવસે સૌથી પહેલાં ગામદેવ પાસે પગે લાગવા જાય છે. ત્યાં પૂજા કરીને પછી જ હળદર લગાડે છે. ઘરમાં ઉખળ પાસે બેસાડીને પીઠી લગાડે છે. ગીત

ગાવાવાળી સ્ત્રીઓ પીઠી પલાળીને આપે છે. સૌથી પહેલાં માતાપિતા પીઠી લગાડે છે. ત્યાર પછી જ સગાસંબંધીઓ પીઠી લગાડે છે. સગાસંબંધીઓ પીઠી લગાડીને પૈસા આપે છે.

**મોટીપેનની જાન :**

મોટીપેનની જાન જાય એ પહેલાં વરપક્ષ તરફથી બે માણસને કન્યાના ઘરે નીરપ્યા (સંદેશવાહક) તરીકે મોકલે છે. કન્યાના ઘરે નીરપ્યા આવે પછી જ જાનૈયાઓ માટે જમવાનું બનાવવાનું શરું કરે છે. પહેલાનાં સમયમાં ગમે તેટલુ દૂર ગામ હોય પગે ચાલીને જવાનો રીવાજ હતો. હવે મોટે ભાગે વરની જાન ટ્રક અને જીપમાં જાય છે. ગામમાં જાન આવે એટલે કન્યાપક્ષવાળા સ્વાગત કરે છે. ધોતિયું ઉપર ઝાલી રાખીને એની નીચે સ્ત્રીઓ આરતી, કંકુ લઈને ઉભી રહે છે. તેને તળાવા કહે છે. આ સમયે સ્ત્રીઓ ગીત ગાય છે. બંને પક્ષના વાજિંત્રો કહાળ્યા અને નગારું વગાડે છે. બે-ત્રણ દેગડા પાણી લાવી મુકે છે. કન્યાપક્ષની સ્ત્રીઓ મોટા થાળમાં પાટલો મુકીને જનૈયાઓના હાથ, પગ ધોઈ આપીને કંકુના ચાંદલા કરીને સ્વાગત કરે છે. આ વિધિ પુરી થાય પછી કન્યાપક્ષવાળા નાચે છે. પાણીના દેગડા લઈને ગોળ ફરીને નાચે છે. આવી રીતે જાનૈયાઓને પાણી છાંટવાનો રિવાજ છે. આ વખતે લોકોમાં આનંદ ઉત્સાહ જોવા મળે છે. ત્યાર પછી જાનૈયાઓ મંડપ નીચે આવે છે. વરરાજા કન્યાપક્ષના વડીલોને રામ રામ કરે પછી જ જાનૈયાઓ મંડપ નીચે બેસે છે. આ સમયે બંને પક્ષે  ફટાણાનાં ગીતો ગાવામાં આવે છે.

**દેહવારા પૂજન :**

વારલી અને ભીલોમાં દેહવારા પૂજનની વિધિમાં સામ્યતા જોવા મળે છે. કારણ કે તેઓ લગ્ન પ્રસંગે એકબીજાને ત્યાં જાય છે. વારલીઓમાં દેહવારા પૂજાય જાય એટલે લગ્ન થઈ ગયું કહેવાય. તેથી મોટીપેનમાં દેહવારા પૂજવાનું ખાસ મહત્વ છે. બંને પક્ષના સભ્યો ઉખળું પાસે બેસી વિધિ કરે છે. બે સૂપડામાં પેઢીના દેવોના નામની પૂજ પાડે છે. વરપક્ષ અને કન્યાપક્ષની અલગ સૂપડાંમાં પૂજ પાડે છે. ત્યાર પછી દીવો અને અગરબતી સળગાવીને ધૂપ કરે છે. તેના ઉપર કંકુ છોંડે છે. આમ, દેવની સાક્ષીમાં વર અને કન્યાને કંકુના ચાંદલા કરે છે. તેને દેહવારા પૂજન કહે છે. આ પૂજાવિધિ વખતે દેહવારાનાં ગીતો ગવાય છે. હાલના રિવાજ મુજબ પીઠી લગાડવાનું બંધ થયું છે. માત્ર દેહવારા પૂજીને લગ્નવિધિ પતાવે છે. પીઠી લગાડવાની વિધિ ખર્ચાળ હોવાથી આ વિધિ કરતા નથી. પૈસા મળે ત્યારે ગમે ત્યારે લગ્ન કરે છે.

દેહવારા વિધિ પુરી થાય પછી મંડપ નીચે બાંકડા પર વર કન્યાને બેસાડે છે. સગાસબંધીઓ અને ગામના માણસો વાસણ અને પૈસા ભેટમાં આપે છે. આ વખતે કન્યાપક્ષના સગાસંબંધીઓને અને ગામના આગેવાનોને કપડાં આપે છે. ભેટ આપવાનું પુરું થઈ જાય પછી વરકન્યાને નચાવે છે. બધા ભેગા મળીને કહાળ્યા, ઢોલકના તાલે સમૂહમાં નાચે છે. નાચવાનું પૂરું કરીને વરકન્યાને ઘરથી થોડે દૂર લઈ જઈને ભેટે છે. સગાસંબંધીઓ ભેટીને કન્યાને પૈસા આપે છે. વિદાય વખતે વિદાયના ગીતો ગાવામાં આવે છે. બંને પક્ષના માણસો ભેટીને છુટા પડે છે. તેને રાનમોળા કહે છે.

**આણું કરવાની વિધિ :**

પાંચ દિવસ પછી સગાસબંધીઓ કન્યાને તેડવા જાય છે. આ દિવસે કન્યાપક્ષવાળાને સારી રસોઈ બનાવીને જમાડે છે. પહેલાનાં સમયમાં તેડવા આવે ત્યારે કન્યાં એકલી જતી હતી, પરંતુ હવે વરકન્યા સાથે જ જાય છે. વારલી આદિવાસી સમાજમાં સાદાઈથી લગ્ન વ્યવહાર પતાવે છે. આર્થિક પરિસ્થિતિ મુજબ ખર્ચ કરે છે.

**મરણ વિધિ**

વારલી સમાજમાં કોઈ માણસ મરી જાય ત્યારે તરત જ આજુબાજુના ઘરોના લોકો ભેગા થઈ જાય છે. તરત જ ઘરમાં છાણથી લીંપીને તેના પર અડદના દાણા નાખવામાં આવે છે, મડદાને દક્ષિણ દિશા તરફ માથું રાખી સુવડાવે છે. આ સમયે બધા સગાસંબધીઓને ખબર આપીને બોલાવવામાં આવે છે. મરણ સાંજના સમયે થયું હોય તો તેને રાત રાખવામાં આવે છે. તે સમયે આસપાસના સ્ત્રી પુરુષો તથા કુટુંબીજનો આખી રાત બેસી રહે છે. ભગતને બોલાવવામાં આવે છે. ભગત થાળી પર મૃત્યુની કથા ગાય છે. કથા દરમ્યાન એકત્ર થયેલા બધા જ સ્ત્રી-પુરુષોને વારંવાર દારૂ આપવામાં આવે છે. કથામાં મરનાર વ્યકિતનું નામ આવે ત્યારે ત્યાં બેઠેલા લોકો મૃતદેહ પર પૈસા ઉતારીને થાળીમાં મૂકે છે. આ ગીતોમાં મરનાર વ્યકિતની ગતી કેવી થશે ? મૃત્યુ બાદ કયાં જાય છે ? તેનું વર્ણન કથામાં આવે છે. મૃતદેહની નજીક સગાસંબંધીઓ બેસે છે. બહેનો જે સબંધ થતો હોય તે બોલીને રડે છે. સવાર પડતાં બધા સગા સબંધી

આવવા લાગે છે. તે વખતે એક માટલામાં પાણી ગરમ કરે છે. ત્યાર બાદ મરનાર પુરુષ હોય તો નવડાવવાની વિધિ પુરુષો કરે છે અને સ્ત્રી હોય તો સ્ત્રીઓ નવડાવે છે. મૃતદેહને નવડાવવા માટે જે પાણી ગરમ કરે છે, તેમાં ઠંડુ પાણી ઉમેરવામાં આવતુ નથી. તેમા ઠંડુ પાણી ઉમેરવામાં આવે તો તેને અપવિત્ર ગણવામાં આવે છે. મૃતદેહને નવડાવ્યા પછી નવાં કપડા પહેરાવે છે. જો નવા કપડા ન હોય તો જૂનાં કપડાં પહેરાવે છે. મરનાર વ્યકિત કુંવારા હોય તો તેને હાથ, પગે તથા મો પર હળદર લગાડે છે. મરનાર વ્યકિત સ્ત્રી હોય તો કપાળમાં કંકુનો ચાંદલો કરવામાં આવે છે. તેના માથાના વાળ ગુંથીને શણગાર સજાવે છે. વૃધ્ધપુરુષ હોય તો તેને ફૂલો ચડાવવામાં આવે છે. દરેક મૃતદેહને હળદર અને મેશના ટીલા કરવામાં આવે છે. ત્યાર પછી મૃતદેહને રાંધેલો ભાત જમાડે છે. મરનાર વ્યકિત જે વસ્તુ વાપરતી હોય જેવી કે થાળી, વાટકી, લોટો, ચાદર, તુંમડી, લાકડી અને વાંસની સાદડી વગેરે વસ્તુઓ કપડામાં બાધવામાં આવે છે. ત્યાર બાદ ઘરની બહાર આંગણામાં પાલખી મુકી તેના પર દાભ નામનું ઘાસ પાથરવામાં આવે છે. મૃતદેહને ઘરની બહાર કાઢીને પાલખીમાં સુવડાવીને દાભની દોરીથી બાંધી સ્મશાને લઈ જવામાં આવે છે. મરનાર વ્યકિતનો પુત્ર દોણીમાં દેવતા રાખી આગળ ચાલે છે અને ડાંગરના દાણાં મુકતો જાય છે. તે વખતે બધાં પુરુષ માથે રુમાલ બાંધીને મૃતદેહ સાથે ચાલે છે અને સ્ત્રીઓ મૃતદેહ પાછળ રડતી રડતી જાય છે. તેમાં એક સ્ત્રી મૃતદેહને જમાડવા માટે જે વાસણમાં ભાત રાંધેલ તે વાસણ લઈને ચાલે છે. સ્ત્રીઓ અનાજ અને પૈસા હાથમાં લઈને જાય છે. ફળિયું પૂરું થાય પછી વિસામો આવે ત્યાં જઈને મૃતદેહને દક્ષિણ દિશામાં માથુ રાખી જમીન પર ઉતારવામાં આવે છે. ત્યાં જઈ મરનારની પત્ની બંગડીઓ અને કાળી ગાંઠી તોડી

નાખે છે. વિસામા આગળ બધા જ સ્ત્રી-પુરુષો અને બાળકો હાથમાં ડાંગર અને પૈસા મૃતદેહના હાથમાં મુકી તેને પગે લાગી પગ આગળ નાખે છે અને દારૂની શાખ પાડે છે. આ પૈસા કાઠિયો લઈ લે છે પણ પાંચ-દશ પૈસા ત્યાં રહેવા દેવામાં આવે છે અને મરનાર વ્યકિત જે વસ્તુ  વાપરતી હોય તે વસ્તુઓ વિસામા સુધી લાવીને એક બાજુ મુકી દેવામાં આવે છે. વિસામાની વિધિ પુરી થયા પછી કાઠિયો મરનાર વ્યકિતના ઘરની એક સ્ત્રીને પાંચ પૈસા અને ચોખાના દાણાં આપે છે. તે વખતે મરનાર વ્યકિતને જમાડવા માટેનું જે માટીના વાસણમાં ભાત બનાવેલ હોય તેને વિસામે ફોડી નાખવામાં આવે છે. ત્યાર બાદ બહેનો ઘરે જાય છે. પુરુષો મૃતદેહને સ્મશાને લઈ જાય છે.

બહેનો ઘરે જઈને  ઘર સાફ કરે છે, ત્યાર બાદ વિધવા બનેલ બહેન હાથમાં ઘડો લઈને આગળ ચાલે છે અને બીજી બહેનો  તેની પાછળ લાઈનબંધ ચાલે છે. નદીએ જઈને બહેનો ખાખરાના દાંતણ કરે છે, ત્યાર પછી તેઓ સ્નાન કરે છે. સ્નાન કર્યા પછી  પાંચ જાતનું  અનાજ લઈ ગયા હોય તે  અનાજને નદીના કિનારે ગોળાકાર  ચોરી બનાવી તેના પર માટી ઢાંકી પાણી છાંટીને ઘડામાં પાણી ભરી લઈને ઘરે આવતી રહે છે. ઘરે આવીને વિધવા બહેન છાણનો કુંડ બનાવે છે. આ કુંડમાં નદીએથી ઘડામાં ભરીને લાવેલ પાણી ભરે છે અને તેની  બાજુમાં  કુહાડી મુકી દે છે. પછી તે કુહાડી પર એક પગ મૂકી બીજો પગ પાણીમાં ડૂબાડે છે. ત્યાર બાદ બીજો પગ પાણીમાં ડૂબાડી  એક પગ  કુહાડી પર મૂકે છે.  ત્યાર  બાદ બળતા છાણાનો ધૂપ લઈને જતા રહે છે. આ રીતે  દરેક બહેનો વિધિ કરીને પોતપોતાના ઘરે જાય છે.

**સ્મશાન વિધિ :**

મડદાને સ્મશાનમાં લઈ  ગયા પછી બે રીતે વિધિ કરવામાં આવે છે (૧) અગ્નિદાહ વિધિ (૨) દાટવાની વિધિ

**અગ્નિદાહ વિધિ :**

શબને સ્મશાને લઈ ગયા પછી તેને નીચે મુકવામાં આવે છે. ઘરેથી પાણી લઈ ગયા હોય તે પાણીમાં જાંબુડાના ડાળખાં બોળીને સ્મશાનમાં પાણી છાંટી જગ્યાને પવિત્ર કરવામાં આવે છે. તેના પર શબને ગોઠવવામાં આવે છે. સગાસંબંધીઓ મોં ધોવડાવી જમાડે છે. મરનારના હાથમાં પૈસા મુકે છે. કાંસાનું વાસણ મુકે છે. આ જમાડવાની વિધિ પૂરી થયા પછી શબને ઓઢાડેલ કપડાં વ્યવસ્થિત કરી તેને ચાંદીના દાગીના પહેરાવેલ હોય તે કાઢી લેવામાં આવે છે અને હલકી ધાતુના દાગીના રહેવા દે છે. પાંચ માણસો એક લાકડું લઈને ઉભા થઇ જાય છે અને શબની છાતી પર લાકડું મૂકીને  બોલે છે કે તુલા કાંઈ કરી ગ્યા, તુલા  કોની દેવ નડના, કાંઈ ભુતાળી નડી ગઈ એ મરેના જેવુ વળતા કરી દેજો અને નડના હોય તેના જીવ જાતા કરી દેજો. બધા પુરુષો લાકડાં ગોઠવે છે. મરનારનો પિતા, પતિ કે પુત્ર અને બીજો એક છોકરો બંને જણ હાથમાં સળગતુ લાકડું લઈને ચિતાની ચારે બાજુ  પાંચ વાર પ્રદક્ષિણા કરે છે. એક જણ માથા બાજુથી અને બીજો પગ બાજુથી આગ લગાડે છે. આગ લગાડતા પહેલાં એક બાટલી દારૂ મૃતદેહ પર રેડવામાં આવે છે.

અગ્નિદાહ કર્યા બાદ શબને નવડાવવા જે માટલામાં પાણી ગરમ કરવમાં આવ્યું હતું તે માટલામાં નદીએથી પાણી ભરી લાવી અગ્નિદાહ કરનાર બે વ્યકિતઓમાંથી એક વ્યકિત કુહાડી લઈને માથા આગળથી પ્રદક્ષિણા કરવાનુ શરુ કરે તેની પાછળ પાણીના માટલા વાળો હોય. તે વ્યકિત પ્રદક્ષિણા કરતો કરતો કુહાડી વડે ચિતાની ચારે બાજુ ઘા કરે છે અને પછી કુહાડી પગ આગળ ફેંકી દે છે. આ રીતે પાંચવાર પ્રદક્ષિણા કરે છે. ત્યાર બાદ પાણીનું માટલું અને દેવતા લગાડવામાં આવેલ તે હાંડલાને ફોડી નાખવામાં આવે છે. ફોડયા પછી તેના નાનાં નાનાં ચૂરા કરી નાખે છે. તેની પાછળ એવી માન્યતા છે કે એ માટલાના મોટા ટુકડા રહી જાય તો ડાકણ તે ટુકડા લઈ જાય છે અને તેમાં રાંધીને મંત્રવિદ્યા શીખનારને ખવડાવે છે. શબને આગ લગાડયા પછી તે બરાબર સળગવા લાગે ત્યારે બધા લોકો નદીએ જઈને પહેરેલે કપડે સ્નાન કરે છે અને ત્યાર પછી કપડાં ધોઈને સૂકવીને તે પહેરે છે. મરનારના કુટુંબીજનો સ્નાન કરે પછી જે રસ્તે શબને લાવ્યા હોય તે રસ્તે થઈને ઘરે આવે છે અને બાકીના લોકો ગમે તે રસ્તે મરનારના ઘરે જાય છે. ત્યાં ભગત થાળી વગાડીને ગીતો ગાતો હોય છે. જે કુંડ બનાવેલો હોય તેમાં બહેનો જે રીતે વિધિ કરે છે. તે રીતે પુરુષો પણ વિધિ કરે છે અને ત્યાર પછી બધા સગાવહલા પોતે પોતાના ઘરે તથા ગામ જતા રહે છે. ઘરના માણસો મરનારના ચોકમાં ઘરે જ રહે છે.

**દાટવાની વિધિ :**

વારલી સમાજમાં કેટલાક શબને દાટે છે જેમ કે અનાજ ખાતું ન હોય તેવા નાનાં બાળકોને, કોઈ

સ્ત્રી કે પુરુષનું અકસ્માતથી મૃત્યુ થયું હોય, વાગવાથી, ઝાડ પરથી પડી જવાથી, પાણીમાં ડૂબી જવાથી, જંગલી જાનવરના શિકારથી, સાપ કરડવાથી, ખૂન થવાથી, ભયંકર રોગથી મૃત્યુ થયું હોય, સુવાવડમાં મૃત્યુ થવાથી અને સગર્ભા સ્ત્રીનું મૃત્યુ થયું હોય તો તે દાટવાની વિધિ અલગ રીતે જ કરવામાં આવે છે. પેટ ચીરીને બાળકને બહાર કાઢવામાં આવે છે. એ બાળકને અલગ ખાડો ખોદીને દાટે છે. સ્ત્રીના ચીરેલા પેટમાં રાંધેલો ભાત ભરીને સીવી દેવામાં આવે છે. તેને અલગ ખાડો ખોદીને દાટે છે. સ્મશાનમાં વ્યકિતની લંબાઈ પ્રમાણે લંબચોરસ ખાડો ખોદી તેમાં શબને મુકે છે. કુટુંબીજનો તથા સગાસંબધીઓ શબના મુખમાં ભાતનો કોળીયો મુકેછે. દારૂ પીતો હોય તો પીવડાવે છે. પૈસા અને થોડી થોડી માટી મુકે છે. માટી નાખતી વખતે દરેક જણ બોલે છે કે તને જે લઈ ગયું હોય તેના પર માટી નાખું છું. તારા પર નહીં. તારે આવવાનું થાય તેવું અને તેઓને (ભૂત-ડાકણ)ને જવાનું થાય તેવું કરજે, આ રીતે બોલીને બધા માટી નાખે છે. માટીથી ઢાંકી દેવામાં આવે છે. આ માટી સરખી કર્યા પછી એક માણસ તેના પર ચાલે છે. ત્યાર બાદ કરમદા અથવા બોરડીના કાંટાવાળા ડાળખા લાવીને માટી પર મુકે છે. પછી વજનદાર પથ્થરો લાવી તેના પર ગોઠવે છે. જેથી જંગલી જાનવરો મૃતદેહને ખાડામાંથી કાઢી ન જાય. છેવટે તેના પર ટીમરુના પાનની બીડી વાળી સળગાવીને ઉપર મુકે છે. આ સિવાય વાઘોડા વનસ્પતિના પાન પણ તેના પર મૂકે છે.

**પુનર્જન્મ :**

મરનાર વ્યકિતની શું ગતિ થઈ છે ? તે કઈ યોનીમાં ગયો છે ? તે જાણવા માટે જે દિવસે મરનારનો

ડાઘ કર્યો હોય તે સાંજે કુટુંબના બધા માણસો ભેગા થાય છે. જે જગ્યાએ મૃતદેહને મુકયો હોય તે જગ્યાએ છાણથી લીંપીને થોડાક ભાગ પર લોટ પાથરવામાં આવે છે. તેની પર એક પડિયામાં દૂધ, બીજા પડિયામાં દારૂ, ત્રીજા પડિયામાં પાણી અને એક પાનમાં અડધો રોટલો મુકી એક ટોપલાથી ઢાંકી દે છે. બીજા દિવસે ફરીવાર તે ટોપલો ખોલીને જોતાં જીવ જે યોનીમાં ગયો હોય તેના પગલાનું નિશાન જોવા મળે છે. જો કોઈ પણ પ્રકારનુ નિશાન જોવા ન મળે તો દેવ લઈ ગયો છે. તેવી કલ્પનાઓ કરવામાં આવે છે.

**શ્રાદ્ધ :**

મરણ પામનાર વ્યકિતને અગ્નિદાહ દીધા પછી બીજા દિવસે ત્યાં કુટુંબીજનો ભેગા થાય છે. સવારમાં એક કિલો જેટલો ભાત બનાવવામાં આવે છે. અગ્નિદાહ દેનાર બે વ્યકિતઓને બારણા આગળ ઉભા રાખી ગરમ પાણીથી સ્નાન કરાવે છે. પાણી ગરમ કરેલ માટલું અને રાંધેલો ભાત લઈને સ્મશાન તરફ બધા જાય છે. ભાતના ચાર સરખા ભાગ કરવામાં આવે છે. દિવેલિયાના લાકડાની બે નળીઓ બનાવી તેમાં દૂધ ભરીને તે પણ સાથે લઈ જાય છે. વિસામાની જગ્યા આવતાં ત્યાં બધા ઉભા રહે છે. ત્યાં ખાખરના પાનમાં અડધો ભાત મૂકી તેની સાથે દૂધની એક નળી મુકે છે. ત્યાર બાદ બધા સ્મશાને જાય છે. શબ ઉપર પાણીથી ભરેલા પાંચ માટલાં પાણી રેડવામાં આવે છે. પછી શબના હાડકા તથા બળેલા દાગીના ભેગા કરી બાજુમાં એક ખાડો ખોદી તેમાં નાખી દાટી દેવામાં આવે છે. ખાડા પર બે વ્યકિતઓ જાંબુડાના ઝાડની ડાળખીઓ હાથમાં લઈ ખાડા પર પછાડી પાંચ ફેરા ફરે છે. ડાળખી ચારે બાજુ ખાડા પર પછાડતા જાય.

ત્યાર બાદ તે ખાડા પર રાંધેલા ભાતના બે ભાગ અને એક નળી દૂધ મુકવામાં આવે છે. આ વિધિ પૂરી થયા પછી બધા જયાં પાણી હોય ત્યાં સ્નાન કરવા જાય છે. ત્યાર પછી તેઓ મરનારના ઘરે આવે છે. બહેનો ભાત અને માછલી તથા મરઘીનું બચ્ચું મારીને ભેગું શાક બનાવીને તૈયાર રાખે છે. પુરુષો રાંધેલ ભાત અને મરઘી માછલીના શાકના પાંચ સરખા ભાગ પાડી ખાખરાના પાનના પડિયામાં મુકે છે. તેમાંથી એક ભાગ સૂપડામાં મૂકવામાં આવે છે. એક પડિયામાં દારૂ બીજા પડિયામાં પાણી મૂકી બધા સગાવહાલા સૂપડાને પકડી ઘરના છાપરા ઉપર મૂકે છે. બધા વારા ફરતી સૂપડા પર પાણી છાંટે છે. તે સમયે બહેનો રડતી હોય છે. ઘર પર મુકેલી વસ્તુઓ કાગડા આવીને ખાય ત્યારે માનવામાં આવે છે કે કાગડામાં જીવ આવેલો છે. આવી જ રીતે હોળી, દિવાળી તેમજ અન્ય તહેવારોમાં પણ ઘર પર મૂકવાની વિધિ કરે છે.

કાજ :

અગ્નિદાહ કર્યા પછી બારમા કે તેરમા દિવસે કાજની વિધિ કરવામાં આવે છે. મરનારના કુટુંબમાં ખર્ચ કરવાની ક્ષમતા ન હોય તો પૈસાની સગવડ કર્યા પછી વર્ષમાં ગમે ત્યારે કરી શકાય છે. આ વિધિ ન થાય ત્યાં સુધી કુટુંબમાં શોક પાળવામાં આવે છે. આ સમય દરમિયાન લગ્નપ્રસંગ ઉજવી શકાતો નથી. ખાસ કરીને વારલીઓ પોષ મહિનામાં કાજ કરે છે. આ વિધિ કામળીભગત કરે છે. તે દિવસે કામળીભગત એક જોડ મંજીરા, એક ખંજરી અને એક ઢોલક લઈને મરનારના ઘેર આવીને બેસે છે. ત્યાં ઢોલક વગાડી મંજીરા અને ખંજરીના તાલે મરનારનું નામ લઈને તેના આત્માની સદ્ગતિ માટે ગીત ગાય છે. આ પ્રસંગમાં

કુંટુબીજનો અને નજીકના સગા સંબધીઓને બોલાવવામાં આવે છે. કેટલીક વાર ફળિયામાં (પાડામાં) વર્ષ દરમિયાન જેટલા મરી ગયા હોય તેટલાની ત્યાં વિધિ કરવામાં આવે છે. જેમાં પુરુષનું મરણ થયેલ હોય તો લંગોટ લાવે છે અને સ્ત્રી મરી ગઈ હોય તો કબજાનું કાપડ, કાંસકી, કોપરેલ અને સિંદૂર લાવે છે. બીજી વસ્તુઓમાં કેળા, કોપરાં, શ્રીફળ, ગોળ, ખજુર, પિતળની બંગડીઓ, કાળી ગાંઠી અને એક માટલું વગેરે લાવે છે. તે દિવસે કુંવારી છોકરી નદીએથી માટલામાં પાણી ભરી લાવે છે. પાણી ભરી લાવનાર છોકરી બીજા દિવસે ઉપવાસ કરે છે. તે દિવસે વહેલી સવારના ૩ વાગ્યાથી રાત્રિના ૯ વાગ્યા સુધી ઘરમાં એક જગ્યાએ બેસી રહે છે. તેની સાથે એક પરણિત યુવક પણ ઉપવાસ કરીને બેસી રહે છે. આ બન્ને જણ કોઈને બોલતા નથી અને અંદરો અંદર પણ તેઓ બોલતાં નથી. તેઓ ઘરના એક ખૂણામાં મોન રહી બેસી રહે છે. તેઓને એક નાળિયેર ફોડીને અડધુ અડધુ વહેંચી આપે છે. તે સિવાય ખાવાનુ કે પાણી પીવાનું નહીં. સાંજે કામળીભગત ઢોલક વગાડતાં ગીતો ગાતાં આ બંને ઉપવાસીઓને લેવા માટે જાય છે. માથે એક કોરુ માટલું પાણી ભરીને લઈ જાય છે. ત્યાંથી તેમને મંડપમાં લઈ જાય છે. ત્યાં તેમને ચોખ્ખું પાણી આપીને ઉપવાસ છોડાવવામાં આવે છે. કાજની વિધિના દિવસે સવારે મરનારના પુત્ર પિતા કે ભાઈ હોય તેના બાલ ઉતારવાની વિધિ કામળીભગત કરે છે. તે દિવસે કુટુંબીજનો અને સગાસબંધીઓ ભેગા થાય છે. તે સમયે કામડી ભગત દેવની લાકડી હાથમાં લઈને વિધિ કરી ધુણવા માંડે છે. મરનાર વ્યકિત ભગતના શરીરમાં આત્મા રુપે આવે છે વારલીઓમાં એવી માન્યતા છે. ભગત ધુણતાં ધુણતાં કુટુંબના માણસોને ભેગા કરે છે. સગાવ્હાલા બધા મળીને ભગતને જમાડીને આત્માંને વિદાય કરે છે. જો કાજની વિધિ ન

કરવામાં આવે તો કુટુંબને નડે છે એવું વડીલો કહે છે.

**ચેડા (ખતરા)ખત્રીજ :**

વારલી સમાજમાં એવી માન્યતા છે કે કોઈ વ્યકિતનું અધુરી જિંદગીમાં અકસ્માત મૃત્યુ હોય ત્યારે તે વ્યકિતનો જીવ અવગતિયો બની જાય છે. તેની ગતિ થતી ન હોવાથી તે ભૂત બને છે અને કુટુંબના લોકોને ગમે ત્યારે બિમાર પાડે છે. તે વખતે કુટુંબના વડિલો ભગત (બડવા) પાસે આખા ઘરમાં તથા માણસો પર ચોખાના દાણા ઉતારીને દાણામાં જુએ છે. ચોખાના દાણા જોયા પછી તે ધુણવા લાગે છે. તે વખતે તેનામાં પિતૃના સંચાર થાય છે અને કહેવા લાગે છે કે, મારે ખેતરમાં કે વાડામાં અમૂક જગ્યાએ બેસવું છે. તેથી કુટુંબના માણસો તે પિતૃને બેસાડવાની તૈયારી કરે છે. તેઓ એકાદ હાથ જેટલુ સાગનું લાકડુ લઈ આવે છે. ભગત એ લાકડાને ઘડીને તેના પર સૂર્ય કે ચદ્રની આકૃતિ પાડીને ભગત દ્વારા પિતૃએ બતાવેલ જગ્યાએ ઉભુ કરી વિધિ કરવામાં આવે છે. પછી તેને સિંદૂરથી ચાંદલા કરવામાં આવે છે. બકરું કે મરઘું અને દારૂ આપી તેની વિધિ કરે છે. તેથી પિતૃઓ શાંત થાય છે. દર વર્ષે વાર તહેવારે તેને નૈવેધ ધરાવી મરઘું અને દારૂ આપી ખુશ કરવામાં આવે છે. વારલીઓમાં એવી માન્યતા છે કે આ ચેડાને બેસાડ્યા પછી તે કુટુંબીજનોનું ખળું, ખેતર અને ઘરમાં રક્ષણ કરે છે.

**હિડળી(ચૂડેલ વેશી) :**

જયારે કોઈ સ્ત્રી સગર્ભાવસ્થામાં મૃત્યુ પામે ત્યારે તેની જીવનની ઈચ્છાઓ અધુરી રહી જાય છે. તે

બાળકનો જન્મ થયા પહેલાં મૃત્યુ પામતી હોય છે અને બીજા નાના બાળકો હોય તેમાં અને જીવનમાં અન્ય ઈચ્છાઓ પુરી કરવાની આશાઓ રહી જાય છે. તેથી તે હિડળી (ચૂડેલ )બને છે અને કુટુંબના માણસોને હેરાન કરે છે. પરંપરાઓની માન્યતા પ્રમાણે તે સગર્ભાવસ્થામાં મરણ થાય ત્યારે તેને ઘરના મુખ્ય દરવાજેથી બહાર કાઢતા નથી, પરંતુ ઘરના પાછળના ભાગે ભીત તોડીને બહાર કાઢવામાં આવે છે. તેને રસ્તે લઈ જવામાં આવતી નથી, પરંતુ વગર રસ્તે આંટીઘુટીવાળા બાર રસ્તે લઈ જવામાં આવે છે. રસ્તો અજાણ્યો અને લાંબો કરવામાં આવે છે અને તેની આગળ રસ્તામાં જુવાર, બાજરી, નાગલી અને વરઈ વગેરે અનાજ ભેગું કરીને વેરવામાં આવે છે. જેથી તે ભૂત થાય અને ઘરે આવે ત્યારે લાંબો રસ્તો અને વેરેલા અનાજને છૂટા પાડવામાં તે ઘરે આવવાનો રસ્તો ભૂલી જાય અને ઘર સુધી આવી શકે નહી. આ સગર્ભાના મૃતદેહને સ્મશાને લઈ ગયા પછી દાટતાં પહેલા તેનું પેટ ચીરીને અંદરથી બાળકને છૂટુ પાડી બહાર કાઢી લેવામાં આવે છે અને બાળક બહાર કાઢી લીધા પછી પેટમાં રાંધેલો ભાત ભરી તેને સીવી દઈને માતા અને બાળકને અલગ અલગ દાટવામાં આવે છે. તેમ છતા તે કુટુંબને નડતી હોય તો ભગતને બોલાવીને તેનું ખતરુ બનાવીને હિડળી બેસાડવામાં આવે છે. તે ભગત વિધિ કરે ત્યારે ભગતમાં પ્રવેશી કયાં બેસવુ છે ? તે જગ્યાએ એકાદ હાથ જેટલું લાકડાનુ ખતરુ (પાળિયો)બનાવવામાં આવે છે. આ ખતરુ પિતૃઓ કરતાં અલગ પ્રકારનું બનાવવામાં આવે છે. તેની ઉપરના ભાગમાં બે અણીઓ બનાવે છે. જેમાં એક અણી બાળકના નામની અને બીજી અણી માતાના નામની હોય છે. તેને સિંદૂરથી રંગી નાની બંગડીઓ, કાંસકી, આરસી અને રિબિન બાંધવામાં આવે છે. ભાત રાંધીને નૈવેધ ચડાવી મરઘો અને

દારૂ આપવામાં આવે છે. તેની પણ પિતૃઓની જેમ દર વર્ષે વાર તહેવારે પૂજા કરવામાં આવે છે.

**દેવનો ખ્યાલ**

વારલીઓ પ્રકૃતિના પૂજક છે તેમના દેવ-દેવી નીચે પ્રમાણે છે.

**નારણદેવ :**

વારલીઓના દરેક ઘરમાં નારણદેવનું સ્થાનક હોય છે. વાંસની બનાવેલી ટોપલીમાં અધકચરા ખાંડેલા ડાંગરમાં નારણદેવને બેસાડે છે. તે ટોપલો અનાજની કોઠી પર મુકે છે. આ ટોપલી ભગત સિવાય કોઈ વ્યકિત ખોલી શકે નહી. વરસાદ પડયા પછી જયારે નવી ભાજી ઉગી નીકળે ત્યારે વારલીઓ નારણદેવને ભાજી ચડાવ્યા વગર ખાતા નથી. તેઓ નવી ભાજી દેવને ચડાવીને પછી જ ખાય છે. વરસાદ ન પડે અને ખેતીનો પાક મરતો હોય તો કાંબળીભગત નારણદેવની પૂજા કરે છે. બે ત્રણ ગીતો ગાનારી બહેનો(કામળની) અને ભગત નાચે છે. વરસાદને રિઝવવા માટે મરઘાની બલી ચડાવીને દારુની શાખ પાડે છે.

**વાઘદેવ :**

વારલીઓ જંગલમાં વસે છે. તેમનો સબંધ જંગલ સાથે વધુ હોવાથી જંગલમાં રહેતો વાઘ તેમના છોકરાનું રક્ષણ કરે તે માટે વાઘને દેવ માની પૂજા કરવામાં આવે છે. વાઘને વાઘિયા કે વાઘોબા તરીકે ઓળખે છે. વાઘદેવ ગામનો દેવ છે. વારલીઓમાં દરેક ગામમાં વાઘદેવનું સ્થાનક હોય છે. ગામમાં તેના

સ્થાનકે બે-ત્રણ ફૂટ ઉંચા પથ્થરો કે લાકડાંના ટુકડા ઉભા કરીને તેના પર કુદરતી તત્વો જેવા કે સૂર્ય, ચંદ્ર, તારા, અને વાઘની મૂર્તિ કોતરેલી હોય છે. તેના પર સિંદૂર લગાડવામાં આવે છે. આ દેવના સ્થાનકની આજુ બાજુ મોટા મોટા ઘટાદાર વૃક્ષો હોય છે. આ ઝાડોની વચ્ચે દેવનું સ્થાનક હોય છે. આ સ્થાનકની આસ પાસ આવેલા ઝાડને દેવના ઝાડ છે, એમ માનીને કોઈ તેને કાપતુ નથી. દેવની જગ્યાએ તેથી ખૂબ જ ગીચ ઝાડી હોય છે. વાઘબારસના દિવસે આખા ગામના લોકો ફંડ ફાળો ભેગો કરીને દારૂ, મરઘા, નાળિયેર અને અગરબતી વગેરે સામાન લઈને વાઘદેવના સ્થાનકે જાય છે. તે દિવસે સવારના દશ-અગિયાર વાગ્યે ત્યાં બધા ભેગા થાય છે. ગામના ભગતો વાઘદેવને સિંદૂર લગાવીને તેલનો દીવો કરીને ચોખાની પૂજ પાડે છે. હાથમાં ચોખા લઈ મંત્રીને દારૂની શાખ પાડીને મરઘાની બલી ચડાવે છે. ગામના દરેક ઘરેથી ગોવાળિયાઓ ઢોર લઈને ત્યાં આવે છે. ગામના ગોવાળિયાઓને કંકુના ચાંદલા કરવામાં આવે છે. ભગત મંત્રેલા ચોખા ગામના ઢોરો પર નાખે છે. ત્યાર બાદ ત્યાં મરઘો અને ભાત રાંધીને ગોવાળોને ખવડાવે છે. બધા ભેગા થઈ દારુ પીવે અને વર્ષભર વાઘદેવ દરેક ઘરના બાળ-બચ્ચાં, છોકરા અને ગોવાળિયાઓની રક્ષા કરે તેવી વિનંતી વાઘદેવને કરે છે.

**ડુંગરદેવ :**

ડુંગરદેવનું સ્થાનક જંગલમાં ઉંડાણમાં એક ઉંચા ડુંગર પર હોય છે. દર વર્ષે આસો મહિનામાં ગામના બધા લોકો ફંડ ફાળો ભેગો કરી દેવની પૂજાની સામગ્રી ભેગી કરી ગામનો પાટિલ નકકી કરે તે દિવસે આખા

ગામના લોકો પૂજાની સામગ્રી લઈને જાય છે અને ત્યાં પૂજા કરે છે. આ દેવ ખેતીના પાકનો રક્ષક છે. પાકને ઉંદરો, ચકલી, જંગલી જાનવરો, જીવજંતુઓ વગેરે નુકસાન ન કરે તે માટે ડુંગરદેવની પૂજા કરવામાં આવે છે. કેટલીક વખત ખૂબ જ ઉંદરો પડે છે. ત્યારે રવાલની બાધા રાખવામાં આવે છે.

**મખ્ખરદેવ :**

મખ્ખરદેવ એ ગામના ઢોરોનો રક્ષક દેવ છે. આ દેવનું સ્થાનક ગામની મધ્યમાં સપાટ જમીનમાં હોય છે. આ દેવના સ્થાનક માટે બે ફૂટ જેટલા ઉંચા છ ઈંચ જેટલા જાડા ચોરસ ઘડેલા, થાંભલા જેને સાત ફૂટના અંતરે એક લાઈનમાં રોપવામાં આવે છે. એ થાંભલાને ઉપરથી અડધા ભાગ સુધી સિંદુરથી રંગવામાં આવે છે, પછી તેના પર સૂર્ય અને ચંદ્ર કોતરે છે. આ દેવની પૂજા આખા ગામના લોકોને ફંડફાળો ભેગો કરીને માગસર મહિનામાં કરે છે. તે દિવસે ગામના દરેક ઘરના માણસો તુવર પાકેલી હોય તેની સીંગો લઈને આવે છે અને આ દેવને ચડાવે છે. ગામના ભગત લોકો દેવને સિંદુર લગાવી તોરણ બાંધે છે. એ થાંભલા પર તુવેર, મરચું અને દારુ ચડાવે છે. દેવના સ્થાનક આગળ ઢોલક-તરાપુ વગાડે છે. તે સમયે ભગત ધૂણે છે. ત્યારબાદ એક સૂપડામાં ભૂત બનાવી તેને તુવેર અને દારુ ચડાવી જંગલમાં મૂકી આવે છે. તુવેર રાંધીને તેનો પ્રસાદ વહેંચે છે. પૂજા સામૂહિક રીતે કરવામાં આવે છે. ગામના પાટિલ નકકી કરે તે મુજબ તે દિવસે રાત્રે બધા ગામના લોકો ભેગા થાય છે. ભગતો ધૂણીને આખી રાત વિધિ કરે છે અને વાજિંત્રો વગાડીને ગીતો ગાય છે. જયાં સુધી મખ્ખરદેવને તુવેર કે કોઈ અન્ય વસ્તુ ચડાવવામાં ન આવે, ત્યાં સુધી કોઈ વસ્તુ

ખાતું નથી. આ રીતે વારલીઓ મખ્ખરદેવની પૂજા કરે છે.

**હિરવાદેવ :**

હિરવાદેવ એ પોતાના ઘરનો દેવ છે. જેની પૂજા વ્યકિતગત કરવામાં આવે છે. કેટલીક શાખોનો તે શાક દેવ પણ છે. હિરવાદેવ સમૃધ્ધિનો દેવ ગણાય છે. આ દેવ ખૂબજ ક્રોધવાળો છે. આ દેવની મૂર્તિઓ ચાંદી કે સફેદ ધાતુ પતરાની મનુષ્ય આકરની હોય છે. જે લગભગ એકાદ ઈંચ પહોળી અને બે ઈંચ જેટલા લાંબા પતરામાં ઉપસાવેલ હોય છે. તેની સાથે એક કથીરના ધાતુના પતરામાં સિપાઈ આકારની આકૃતિ હોય છે. જે હિરવાદેવના સિપાહી તરીકેનું કામ કરે છે. આ દેવની સાથે સાત સોપારીઓને સિંદુર લગાડેલ હોય છે. ત્રણ સોપારી સિંદુર લગાવ્યા વિનાની હોય છે. સિંદુર લગાવ્યા વિનાની સોપરીઓને કુંવારી કન્યા તરીકે ગણવામાં આવે છે. તેમને મરઘાં કે બકરાનો બલી ચડાવવામાં આવતો નથી. આ બધી વસ્તુઓ એક વાંસની ટોપલીમાં ચોખા કે નાગલી મૂકી તેમાં મૂકવામાં આવે છે. તેના પર સિંદુર લગાવી મોરનું પીંછુ મૂકવામાં આવે છે. ત્યાર બાદ ટોપલીને એક કપડું ઢાંકી ઘરમાં એક થેલીમાં મૂકી એક ખૂણામાં વળગાવી દેવામાં આવે છે. વારલીઓના દેવ-દેવીની મૂર્તિઓ હાટવાડામાંથી તૈયાર મળે છે. ત્યાંથી તેઓ ખરીદે છે.

હિરવાદેવનુ સ્થાનક દરેક કુટુંબમાં હોતુ નથી. પરંતુ કુળના વડિલ વ્યકિતના ઘરે રાખવામાં આવે છે. જયારે વ્યકિતગત પૂજા કરવાની હોય તો દેવને એક દિવસ પોતાના ઘરે લઈ આવી ભગતને બોલાવી તેની પૂજા કરે છે. પૂજા કરી દારુ અને મરઘાનું નિવેદ ચડાવી જયાંથી લાવ્યા હોય ત્યાં મૂકી આવે છે. જેના ઘરે

હિરવા દેવનું સ્થાનક હોય તે ઘરનો મુખી મોરનું માંસ ખાતો નથી અને હિરવા દેવનો સિપાઈ દેવ માટે મોરનો શિકાર કરી લાવે છે, એવુ માનવામાં આવે છે. હિરવાદેવની ટોપલી જૂની થાય ત્યારે તેને બદલવાની જરૂર પડે ત્યારે બધા કુટુંબીઓને ભેગા કરી ભગતને બોલાવી મોટી ધાર્મિકવિધિ કરવામાં આવે છે. જેમાં દેવની પુનઃસ્થાપના કરવામાં આવે છે. આવું લગભગ બે ત્રણ પેઢીઓ બાદ પુનઃપ્રતિષ્ઠા કરવાનો સમય આવે છે. આ સમયે જે ખર્ચ આવે તે કુટુંબના બધા માણસો સરખે ભાગે વહેંચી લે છે.

**ગામદેવ :**

ગામદેવનું સ્થાનક ગામમાં નદી, ઝરણું કે કોતરને કિનારે હોય છે. આ દેવ ગામની સર્વ વ્યકિતઓ, ઢોરો અને પાકના રક્ષણનો દેવ છે. આ દેવના સ્થાનકે એક ચાર ફૂટ લાંબો, બે ફૂટ પહોળો અને એક ફૂટની જાડાઈ વાળો પથ્થર મુકેલ હોય છે. તેને સિંદુરથી રંગે છે. ગામમાં પાટિલ જયારે નવું ઘર બનાવે ત્યારે ઘર પર નળિયાં ચડાવતા પહેલાં પાંચ નળિયા અને મરઘું તેમજ દારુ દેવને ચડાવવો પડે છે.

ગામમાં બધો પાક તૈયાર થાય પછી ભાદરવા મહિનામાં ગામનો પાટિલ નક્કી કરે તે દિવસે આ દેવની પૂજા કરવામાં આવે છે. નક્કી કરેલા દિવસે ગામના દરેક કુટુંબની એક વ્યકિત અને તે રાત્રિનું જાગરણ કરે છે. ત્યાં ભગતો દેવનુ વાજિંત્ર વગાડી ગીતો ગાય અને ધૂણે છે. પૂજા વખતે ત્યાં એક ઘેટુ લાવીને તેનું માથુ કાપવામાં આવે છે. ત્યાર પછી ઘેટાના માથાને ગામદેવનો પથ્થર ઉંચો કરીને તેની નીચે દબાવી દેવામાં આવે છે. રાત્રે લોકો ગામના સીમાડે ફરે છે. તે વખતે બાજુના ગામની સીમમાંથી પાકના ફળ-ફૂલ તોડી લાવે

છે. તે સિવાય ખેતીને મળતી બીજી વસ્તુઓ હોય તે પણ લઈ આવે છે. બધી વસ્તુઓ લાવ્યા બાદ ગામદેવના સ્થાનકે આવીને ઘેટાનું માથું ગામદેવની નીચેથી કાઢીને તે માથાને ચીરીને તેમાં સીમાડેથી લાવેલ બીજા ગામના પાકની વસ્તુઓ મુકીને ફરીથી ઘેટાના માથાને ગામદેવનો પથ્થર ઉંચો કરી નીચે ખાડો કરી દાટી દેવામાં આવે છે. આમ કરવાથી બીજા ગામની બરકત ગામમાં આવે તેમ માનવામાં આવે છે. બાકીનો ઘેટુ સરખો કરી તેનુ શાક બનાવી ભાત રાંધી બધાને જમાડે છે અને દારુ આપવામાં આવે છે. ગામદેવની પૂજાનો ખર્ચ આખા ગામનો સામૂહિક હોય છે.

**પાટસરદેવઃ**

પાટસરદેવ એ વરસાદનો દેવ છે. જે વરસાદ લાવે છે. જયારે વરસાદ ખેંચાય કે વરસાદ આવવાના એંધાણ દેખાતા ન હોય ત્યારે ગામના લોકો ભેગા થઈને કાંબળીભગતને બોલાવે છે. ત્યારે ભગત પાટરસ દેવને મનાવવા માટે તેની પૂજા કરે છે. આ દેવનું સ્થાનક નદી, ખાડી કે ઝરણાંને કિનારે હોય છે. ત્યાં ઉંચી જગ્યા પર એક પથ્થર પર સિંદુર અને કંકુ લગાડેલ હોય છે. આ દેવની બાજુમાં નાચણ ખડક પર કાંબળીભગત વિધિ કરી દેવની આગળ સિંદુરના ચાંલ્લા કરી એક હાથની મૂઠ્ઠીમાં ચોખા રાખી બીજા હાથની હથેળીમાં ઢગલી કરે છે. જેમાં ચોખા ઉભા રહે તો ભગત ધૂણીને વરસાદની આગાહી કરે છે. ત્યાર પછી દેવ આગળ બકરો વધેરીને દારુની શાખ પાડવામાં આવે છે. ત્યાં નારણખડક પર કામડીભગત હાથમાં દેવની લાકડી રાખીને નાચે છે. જેની બાજુમાં ત્રણ-ચાર સ્ત્રીઓ ગીતો ગાય છે. આ વિધિ આખી રાત ચાલે

છે. ગામના લોકો પણ ત્યાં એકઠા થાય છે. આ રીતે દેવને પૂજાવિધિ કરી બલી આપી ખુશ કરવામાં આવે છે. તે દેવ વરસાદ લાવશે તેમ માનવામાં આવે છે.

**કનસરીદેવી :**

વારલીઓમાં કનસરીદેવીને ઘરની દેવી માનવામાં આવે છે. આ દેવીનું સ્થાનક દરેક ઘરમાં અનાજ ભરેલી કોઠીઓ પર હોય છે. આ દેવીની મૂર્તિ ચાંદી અથવા સફેદ ધાતુના પતરાની બનાવેલ હોય છે. આ મૂર્તિઓ હાટ-બજારમાંથી ખરીદવામાં આવેલી હોય છે. આવી બે-ત્રણ મૂર્તિઓ વાંસની બનાવેલ નાની ટોપલીમાં નાગલી મૂકી તેના પર મૂકી તેના પર સિંદુરના ટપકાં કરી ઉપર ચોખાના દાણા નાખીને તેના પર એક લાલ રંગનું કપડું ઢાંકી રાખે છે. આ દેવી અનાજની રક્ષક છે. વર્ષ દરમિયાન અનાજ બગડે નહીં અને ઘરમાં અનાજનો વધારો થાય. તે માટે દર વર્ષે ખેતીમાં અનાજ વાવતાં પહેલાં ચૈત્ર-વૈશાખ મહિનામાં ભગતને બોલાવીને કનસરીદેવીની પૂજા કરવામાં આવે છે. આ પૂજા ઘરની વ્યકિતઓ પોતાના ખર્ચે ભગતને બોલાવીને પોતાના ઘરમાં કરે છે.

સૌ પ્રથમ આ પૂજા કરવા માટે પોતાના ઘર માટે નકકી કરેલ ભગત પાસે જવું પડે છે. ભગત દાણા જોઈને પૂજાનો દિવસ નકકી કરે છે અને પૂજા માટે જે સાધન જોઈતું હોય તે વસ્તુ લાવીને તૈયાર રાખવાનું જણાવે છે. નકકી કરેલા દિવસે ભગત સાંજે આઠ વાગ્યાના સમયે આવી જાય અને સાથે દેવનું વાજિંત્ર ઘાંઘડી પણ લઈને આવે છે. સાથે બીજા ભગતને દેવનુ વાજિંત્ર વગાડવા માટે લઈ આવે છે. આવીને તે

ઘરના ખાંડણિયા(ઉખલ) પાસે છાણથી થોડીક જગ્યા પર લીંપણ કરાવે છે. ત્યાર બાદ તે ખાંડણિયા પાસે બેસે છે. લીંપેલી જગ્યા પર એક કપડું પાંથરે છે. તેના પર કનસરીદેવીની ટોપલી મૂકે છે. આ ટોપલી ખોલીને કનસરીદેવી આગળ દીવો કરી સિંદુરના ચાંદલા કરે છે. તેની બાજુમાં આવતા વર્ષમાં વાવવા માટેના બિયારણ નાગલી, ડાંગર, મકાઈ, અડદ, તુવેર, વરઈ વગેરેના બિયારણ એક ટોપલીમાં ભેગાં કરીને મુકે છે. ભગત તેની બાજુમાં લીંપેલી જગ્યા પર ચોખાની પૂજ પાડે છે. ભગત બિયારણ અને દેવીની ટોપલી પર સિંદુરના ચાંદલા કરે છે. પછી એક મરઘી લાવી તેના ગળામાંથી પીંછા ખેંચીને ચોખાના પૂજ અને બિયારણ પર મુકે છે. દાંતરડીથી મરઘીની ડોક કાપી નાખી લોહીના છાંટા ચોખાની પૂજ પર, બિયારણ પર અને દેવની ટોપલી પર પાડે છે. ચારે બાજુ લોહીની ધારા પાડી મરેલી મરઘીને બાજુ પર મુકી દે છે અને ઘરની મોટી ઉંમરની સ્ત્રી બે ટીપા બે હાથમાં મુક્કી આરતી ઉતારે છે. દેવ પૂજાની જગ્યાએ અને અનાજને નમન કરે છે. આ રીતે આખી રાત પૂજા વિધિ ચાલે છે અને વારેવાર આરતી ઉતારવામાં આવે છે. એક ભગત ઘાંઘળી વગાડે અને બીજો ભગત ધૂણે છે અને ગીતો ગાય છે. આમ આખી રાત આ વિધિ ચાલે છે. તે સમયે ઘરની તેમજ આસપાસની વ્યકિતઓ ત્યાં બેસીને ઘાંઘળી સાંભળે છે. સવારે દિવસ ઉગતાની સાથે એક બકરો લાવીને પૂજાના સ્થાન આગળ ઉભો રાખે છે. ભગત પાણી મંત્રીને તેની પર છાંટે છે. આમ કરવાથી બકરાને ધ્રુજારી છુટે છે. ત્યારે તેને કાપવામાં આવે છે. બકરો ધ્રુજે ત્યારે એમ માનવામાં આવે છે કે દેવે તેનામાં પ્રવેશ કર્યો છે અને પોતાના માટે તેની પસંદગી કરી છે. જો તે ન ધ્રુજે તો ભગત ફરીવાર ધુણવા લાગે છે અને પાણી મંત્રીને ફરીવાર બકરા પર છાંટવામાં આવે છે. ધ્રુજારી લેતાં

ભગત હાથમાં ધારિયુ લઈને બકરાને એક જ ઝાટકે કાપી નાખે છે. ત્યાર બાદ દારુની શાખ પાડી બકરાને શાક બનાવવા માટે ઘરમાં આપી દે છે. તે પછી બકરાનું શાક અને ભાત રાંધીને કનસરી દેવીને પૂજ કરીને બધા જમે છે.

વારલીઓમાં કનસરી દેવીની પૂજા અનાજ વાવતાં પહેલા કરે છે. ત્યાર બાદ નવું અનાજ ખળામાં લીધા બાદ તૈયાર થયેલું અનાજ જયાં સુધી દેવીને ચડાવવામાં ન આવે ત્યાં સુધી ખાવામાં આવતું નથી. નવું અનાજ તૈયાર થયા બાદ થોડું અનાજ નારણદેવ, મખ્ખરદેવ અને કનસરીદેવીને ચડાવીને જ ખાય છે. ખળામાં ડાંગર કે નાગલી તૈયાર થાય પછી ઢગલો કરી ભગતને બોલાવે છે. ભગત આવીને ખળામાં ચારે બાજુ રાખથી લાઈન દોરે છે. ત્યાર બાદ ઢગલાની ચારે બાજુ અને ઉપર પણ લાઈન દોરે છે. ભગત ત્યાં બેસી ધુણવા લાગે છે. તે ચોખાના પૂજ પાડી સિંદૂરના ટપકાં કરે છે અને દારુની શાખ પાડે છે. પછી એક મરઘી લાવી તેના ગળામાંથી પીંછા ખેંચી અનાજના ઢગલા પર નાખે છે. મરઘીને ડોકમાંથી કાપી નાખી ડોક ત્યાં જ મુકી મરઘાના ધડને અનાજની ચારે બાજુ જમીન પર ઘસડીને ફેરવવામાં આવે છે. તે જ રીતે ખળામાં ચારે બાજુ ફેરવવામાં આવે છે. પછી તેને ખળામાં જ રાંધીને ખાય જાય છે. વારલીઓ અનેક પૂજાવિધિ ભગત પાસે કરાવે છે અને વર્ષભર આવતી મુશ્કેલીઓને દૂર કરવાનો પ્રયત્ન કરે છે. અનાજ વધુ પાકે, સારો શિકાર મળે તેમજ શુભ કાર્યોની શરૂઆત દેવ-દેવીની પૂજાથી કરવામાં આવે છે. તેથી કાર્યમાં સફળતા મળે છે. ખેતરોમાં તેમજ જંગલોમાં જાય ત્યારે રાત્રીના સમયે જંગલી જાનવર તથા ભૂત-પ્રેતથી રક્ષણ મળે એવી ભાવનાથી પણ દેવ પૂજા કરવામાં આવે છે.

**તલાવચીમાળ :**

ગામમાં ડુંગર પર ઊંચી ધાર પર આ દેવનું સ્થાનક હોય છે. તેના સ્થાનકે એક પથ્થર સિંદુરથી રંગીને મુકેલ હોય છે. આ દેવના સ્થાનકની આસપાસ ગીચ ઝાડી હોય છે. આ દેવ ગામમાં માણસો અને પશુઓને રોગ ન થાય અને તેઓનું રક્ષણ કરવાવાળો દેવ તરીકે માનવામાં આવે છે. ઢોરોને મોવા, ખરવા, જેવા રોગ થાય કે પશુઓને આફરો ચઢે ત્યારે આ દેવની બાધા રાખી મરઘું ચઢાવવામાં આવે છે. આ દેવની વ્યક્તિગત અને સામૂહિક રીતે અષાઢ માસમાં પૂજાવિધિ કરવામાં આવે છે.

## રોટી વહેવાર,ખાનપાન, આહાર વિહાર સબંધી માન્યતા

વારલીઓમાં વાર તહેવારમાં એકબીજાના સગાસબંધીને ત્યાં જવા આવવાનો વહેવાર છે. વારલીઓ પોતાને ત્યાં તહેવાર હોય કે કોઈ પ્રસંગ હોય ત્યારે તેઓ પોતાના સગાસંબંધીઓને મહેમાન તરીકે બોલાવે છે. તેમની સાથે તેઓ ભેગા બેસીને જમે છે અને મહેમાનો જયારે પોતાને ઘરે જાય છે, ત્યારે ઘરના માણસો જમવા માટે જે વાનગીઓ બનતી હોય તે આપીને તેમને વિદાય આપે છે.

ખોરાકમાં મુખ્યત્વે નાગલી, ડાંગર, વરઈ, કોદરા, અળદ, તુવેર, ચોખા, મકાઈ અને ઘઉં વગેરે અનાજ ઉપયોગ કરે છે. તેમાં અળદનાં ઢેબરાં, નાગલીની ભાખરી, પાનગા, બોળકાં, ભાત વગેરે વાનગીઓ જાણીતી છે.

કુદરતી વાતાવરણમાં ઋતુઓ બદલાતાં વાતાવરણ બદલાય છે. તેમાં બદલાતી ઋતુ સાથે કપડાં અને

ખોરાકમાં પણ ફેરફાર કરવો પડે છે.

ઉનાળો

ઉનાળાની ઋતુમાં ખુબ જ ગરમી પડે છે. તેથી ગરમીથી બચવા માટે સફેદ અને પાતળાં કપડાં પહેરે છે. ગરમીમાં બપોરના સમયે ઘરની બહાર ફરવા જતા નથી. ખાવામાં હલકો ખોરાક ખાય છે.

ચોમાસુ

ચોમાસાની ઋતુમાં વરસાદને કારણે ગરમ અને ભેજવાળુ વાતાવરણ હોય છે. વરસાદ પડતો હોય તે વખતે ઘરની બહાર ફરવા ન જવું. વરસાદથી બચવા માટે છત્રી કે ઘોંગળાનો ઉપયોગ કરે છે. આ ઋતુમાં રોગનું પ્રમાણ વધારે હોવાથી પાણીજન્ય રોગોથી બચવા માટે પાણી ગાળીને પીએ છે અને વાસી ખોરાક ખાતા નથી.

શિયાળો

શિયાળાની ઋતુમાં ખૂબ જ ઠંડી પડે છે. જેથી ઠંડીથી બચવા માટે ગરમ કપડાં પહેરે છે. આ ઋતુમાં બહાર જવા માટે ગરમ કપડાં પહેરીને જ જાય છે. વધારે ઠંડીને કારણે પ્રોટીનવાળો ખોરાક ખાય છે અથવા ખાવો જરૂરી છે એમ માને છે.

**ખેતી સબંધી વિધિ**

વારલીઓમાં કનસરીદેવીને ખેતીની દેવી માને છે. આ દેવી ઘરમાં અને ખેતરમાં રહે છે એમ

માનવામાં આવે છે. વરસાદ પડે અને ખેતી કરવાની તૈયારી થાય તે વખતે સૌ પ્રથમ એકાંત જગ્યાએ છાણથી લીંપીને ત્યાં તેલનો દીવો કરી જે અનાજ વાવવાનું હોય તે બધું અનાજ મુકવામાં આવે છે. ત્યાર પછી ત્યાં મરઘું મારી તેનું મટન બનાવી, ભાત બનાવી કનસરીદેવીને પૂજવામાં આવે છે અને દારૂની શાખ પાડવામાં આવે છે. ત્યાર બાદ વાવણી કરવા માટે ખેતરમાં જાય છે. ખેતરમાં વાવેલ બિયારણ ઉગી ગયા પછી તેમાં ઘાસ થાય તેને નિંદામણ કરી ખેતરમાં હળલાકડું ચલાવે છે. આ રીતે ખેતીમાં મહેનત કર્યા પછી ખેતરનો પાક તૈયાર થાય છે. ખેતીનો પાક તૈયાર થાય પછી એ પાકને કાપતાં પહેલાં ખેતરની વચ્ચે પોળાના તહેવારના દિવસે ખળાની જગ્યાએ લાકડું રોપેલ હોય ત્યાં કનસરીદેવીના ભગતને લઈ જાય છે. તે વખતે ભગત ત્યાં માંસ બનાવીને પૂજા કરે છે અને પછી તેઓ ખાય છે. ત્યાર પછી તેઓ પાકને કાપવાનું શરૂ કરે છે. આ વિધિને ખળાની વિધિ કહેવામાં આવે છે. આ બધા દેવી-દેવતા ઘરના દેવ છે. દરેક વાર-તહેવારોમાં તેમની સામુહિક સેવા થાય છે.

**પ્રજનન સંબંધી માન્યતા**

લગ્ન થયા પછી પતિ-પત્ની સંપર્કમાં રહ્યા પછી માસિક આવવાનું બંધ થાય એટલે ગર્ભ રહ્યો એમ કહેવાય. ગર્ભ રહેવાના કારણોમાં જાતિય સબંધ તો ખરો જ પરંતુ વારલીઓમાં એવી માન્યતા છે કે દેવની ઈચ્છાથી બાળક થાય છે, તેમ માનવામાં આવે છે. સ્ત્રીને બાળકો ન થતાં હોય તેને ઉતરતી કક્ષાની ગણવામાં આવે છે. લગ્ન થયા પછી વર્ષો સુધી કોઈ સ્ત્રી સગર્ભા ન થાય તો માનતા, બાધા, ભગતાઈ

અને જંગલની જડીબુટ્ટીઓની દવા કરાવવામાં આવે છે. સગર્ભા થવું છોકરો કે છોકરી આવવી તે દેવઈચ્છા કે પિતૃઓની કૃપા પર આધારિત છે. જેને લીધે લગ્ન બાદ ત્રણ ચાર વર્ષ સુધી સ્ત્રી ગર્ભવતી ન થાય અથવા ગર્ભ રહ્યા પછી કસુવાવડ થતી હોય કે બાળકો જન્મ્યા પછી તરત જ મરી જતાં હોય તો ભગત(ભૂવા) પાસે જઈ દાણા જોવડાવે છે. ભગત દાણા જોઈ વિગતો જણાવે છે કે શા કારણે આવું બને છે ? તેને માટે ભગત બાધા રાખી બાળક થવા માટે સમય માર્યાદા આપે છે. સમય મર્યાદામાં બાળક ન થાય તો તેની પાછળ દેવની ઈચ્છા નથી તેમ માને છે. પણ બાધા સમય મર્યાદામાં ફળે તો તે પ્રમાણે દેવને મરઘું કે બકરું અને દારૂ ચડાવવામાં આવે છે. આ ઉપરાંત ભગતો જંગલની વનસ્પતિનાં પાન અને મુળીયાં ભેગા કરી તાંબાના પૈસા સાથે મૂકી મંત્રોચાર બોલતાં બોલતાં ધૂણતો હોય છે. ધૂણવાનુ ચાલુ રાખી એક નાના કપડામાં કંઈ દવા મૂકી કપડું સીવીને માદળિયું બનાવે છે. ત્યાર બાદ તેની પૂજા કરી દારૂ ચડાવે છે અને મરઘું આપે છે. આ વિધિ પછી પણ સ્ત્રી સગર્ભા ન થતી હોય ગર્ભ પડી જતો હોય કે બાળકો જન્મ બાદ મરી જતાં હોય તેની ડોકમાં બાંધવામાં આવે છે. આને પેટી બાંધી એમ કહેવામાં આવે છે. પેટી બાંધ્યા પછી ગર્ભ રહે તો તે સમય દરમિયાન કોઇ વિધિ કરતા નથી, પણ બાળકના જન્મ બાદ પાંચોરા વખતે કે બાળક ત્રણચાર માસનું થાય ત્યારે પેટી પૂજન કરવામાં આવે છે. પેટી પૂજન સુધી ભગત વચન પાળવાનું કહે છે. આમ વારલીઓમાં કુટુંબનો વંશવેલો જાળવી રાખવા માટે પ્રજનનનું ખૂબ મહત્વ હોય છે.

## ગુઢ વિદ્યા

બડવાની વિદ્યા : ભગત(બડવા)ની વિદ્યા બે પ્રકારની હોય છે. મેલી વિદ્યા અને ચોખ્ખી વિદ્યા.

મેલી વિદ્યા : જે વિદ્યાથી કોઈ માણસ કે ઢોરને દુઃખ આપવામાં આવે તો તેને મેલી વિદ્યા કહેવામાં આવે છે.

ચોખ્ખી વિદ્યા : જે વિદ્યાથી કોઈ માણસ કે ઢોરનું દુઃખ દૂર કરવામાં આવે તે વિદ્યાને ચોખ્ખી વિદ્યા કહેવામાં આવે છે.

-મંત્ર-તંત્ર-ચોખ્ખી વિધિના જાણકાર ભગત ચોખ્ખા મંત્ર-તંત્ર બોલે છે અને મેલી વિદ્યાના જાણકાર મેલી વિદ્યાના મંત્ર-તંત્ર બોલે છે.

**અનુષ્ઠાન :**

ખેતી કરવાની તૈયારી હોય અને વરસાદ ન પડતો હોય ત્યારે વારલીઓ આખું ગામ ભેગું થઈ અને ગામના દરેક કુટુંબમાંથી ફંડફાળો ઉઘરાવી પૈસા ભેગા કરે છે અને બકરા, મરઘાં, નાળિયેર, અગરબતી અને કંકુ વગેરે પૂજાની સામગ્રી લાવે છે. એક દિવસ નકકી કરી ગામના પાટિલ, પૂજારો, ભગત, કારભારી અને ગામના ભાઈ-બહેનો ભેગા થઈને ધરમપુરમાં આવેલા અભિનાથદેવ વરસાદ પાડે છે, ત્યાં પૂજા કરવા જાય છે.

**સંસ્કાર**

લગ્ન, જન્મ અને મરણ એ સંસ્કાર છે. આ ત્રણેની વિધિ જુદા-જુદા લોકો કરે છે, જે નીચે પ્રમાણે છે.

(૧)લગ્નવિધિ-લગ્નવિધિ એ સંસ્કાર વિધિ છે. આ વિધિ ચોકકસ નિમેલા ભગત અને પાટિલ વગેરે લોકો કરાવે છે.

(૨)જન્મ-જન્મવિધિ સંસ્કારવિધિ છે, તે ગામની દાયણ કરે છે.

**ઉત્સવ-પર્વ :**

ઉત્સવ-પર્વ ગામનો પાટિલ, કારભારી અને જાગલ્યો ત્રણેયની સંમતિથી ચોકકસ દિવસ નકકી કરીને કરે છે. ગામમાં ગામદેવની પૂજા, હોળી, દિવાળી, અખાત્રીજ, તેરા અને પોળા વગેરે ઉત્સવોની ગોઠવણી ગામના પાટિલ, કારભારી અને જાગલ્યો કરે છે.

**પૂજારાની વિધિ :**

પૂજારો એ આખા ગામને  સુખ આપનાર ચોખ્ખા દેવ-દેવીની પૂજા કરે છે. જેથી પૂજારાની વિદ્યા એ ચોખ્ખી વિદ્યા છે.

**ડાકણ વિદ્યા :**

ડાકણ એ ગામના લોકો તથા ઢોરને દુઃખ આપનાર મેલી વિદ્યાની પૂજા કરે છે અને તે મેલા દેવ-દેવીઓ જેવા કે ભૂત, પ્રેત, વેશી, ચૂડેલ, હિડલી, શિકોતર જેવાની પૂજા કરે છે. જેથી ડાકણની વિદ્યા એ મેલી વિદ્યા કહેવાય.

**વારસાઈ**

વારલીઓમાં પરંપરાઓથી ચાલતા આવેલા સામાજિક રિવાજ મુજબ સ્થાવર કે જંગમ મિલ્કતના માલિકનું મૃત્યુ થાય વારસદારોને તે મિલ્કત મળે છે. માલિકને પુત્ર ન હોય અને પુત્રીઓ જ હોય તો એક પુત્રીને ઘરજમાઈ લાવી તે મિલ્કતની હકકદાર બને છે. જો પિતાના નામનું કર્જ હોય તો છોકરાઓએ સરખા ભાગે ભોગવવું પડે છે અને ઢોરઢાંખર હોય તો સંતાનો સમજીને તેની યોગ્ય વહેંચણી કરી લે છે.

સંગીત, વાદ્ય, ઉદ્યોગ, કસબ, સાહિત્ય, ઉપચાર અને ઔષધિય જ્ઞાન વગેરેની સામાજિક રીતે વહેંચણી કરવાનો રિવાજ નથી. પરંતુ જેને જે વિષયમાં રસ હોય તે પોતાની રીતે સ્વીકારી લે છે.

**કરાર, બોલી/ કબૂલાત**

**વ્યવસાય :**

વ્યવસાય એટલે ધંધો. કોઈ પણ વ્યકિત પોતાને મન ફાવે તે ધંધો કરી શકે છે. દા.ત. ખેતી કરનાર

ખેડૂત દુકાન પણ કરી શકે છે. તેમાં કોઈ લેખિત કરાર કરવામાં આવતો નથી.

**ઝગડાની પતાવટ :**

કોઈ બે વ્યકિત વચ્ચે ઝગડો થાય તો ગામપંચ ભેગા મળીને સમાધાન કરાવે છે. તેના માટે કોઈ લેખિત કરાર કરવામાં આવતો નથી. પરંતુ મૌખિક રીતે કબુલાત કરી તેની પતાવટ કરવામાં આવે છે.

**પશુઓને લે-વેચ :**

પશુઓની જયારે સોદાબાજી કરવાની હોય ત્યારે લેખિત કરાર કરવામાં આવતો નથી. પરંપરાઓથી ચાલતી આવેલી મૌખિક બોલીથી સોદાબાજી કરવામા આવે છે.

**જમીનની વહેંચણી :**

જમીનની વહેંચણી રેવન્યુરેકોર્ડ પર લેખિતમાં થાય છે. પરંતુ સ્થળ પર તેની વહેંચણી પરંપરાગત નિયમોને આધિન મૌખિક કરાર કરી અંદાજિત માપણીથી થાય છે.

**સંતાન :**

જયારે કોઈ પતિ પત્ની તેમના લગ્ન જીવનમાંથી છૂટાછેડા લે છે. ત્યારે તેમના સંતાનો કોને આપવા તે મૌખિક કરારથી નકકી કરવામાં આવે છે. દા.ત. છૂટાછેડા લેતી વખતે સંતાનમાં દીકરી હોય તો માતા તે દીકરીને પોતાની સાથે લઈ જવાનો આગ્રહ રાખે ત્યારે મૌખિક કરારથી તેને આપવામાં આવે છે. તે

વખતે લેખિત કરાર કરવામાં આવતો નથી.

**કન્યાસાટુ :**

કન્યા આપવી અને લાવવી તેને કન્યાસાટુ કહેવામાં આવે છે. જેના માટે કોઈ લેખિત કરાર કરવામાં આવતો નથી. વ્યકિત પોતાની સગવડતા માટે મૌખિક કરારથી નકકી કરે છે.

**બહુપત્નીત્વ :**

બહુપત્નીત્વ માટે સમાજ માન્ય નિષેધછે. તેના માટે કોઈ લેખિત કરારથી કોઈ સ્ત્રી પોતાના પતિ સિવાય અન્ય પુરુષ સાથે સબંધ રાખે તો તે ગુનો બને છે. તેને સમાજ ગુનેગાર ઠરાવી જાતિય સબંધ બાંધનાર પુરુષને દંડ કરવામાં આવે છે. તે મૌખિક કરારથી નકકી કરવામાં આવે છે.

**જાતિય સબંધોના કરારો :**

જયારે કોઈ છોકરાને છોકરી ગમી જાય અને છોકરીને પણ છોકરો ગમી જાય ત્યારે તેઓ એક બીજા સાથે પ્રેમમાં પડી જાતિય સબંધોથી બંધાઈ જાય છે. તે વખતે બંનેના માતા પિતા મૌખિક કબુલાત કરી તેના લગ્ન કરાવે છે. જેના માટે કોઈ લેખિત કરાર નથી આવા લગ્ન મૌખિક કરારથી કરવામાં આવે છે.

**લગ્ન :**

લગ્નગ્રંથીથી જોડાવું એ પરંપરાઓથી ચાલતી આવેલી સામાજિક પ્રથા છે. તેના માટે કોઈ લેખિત

કરાર નથી. તે મૌખિક કરારથી નકકી થાય છે.

**ખંધાડીયા (ઘર જમાઈ) :**

જે દંપતિને છોકરીઓ જ હોય અને છોકરો ન હોય તેવા દંપતિ એક છોકરીને ઘરજમાઈ રાખે છે. તે છોકરીની જેમ ઘરે રહે છે અને ઘરનો કામધંધો કરી ઘર ચલાવે છે. તેના માટે કોઈ લેખિત કરાર નથી. તે મૌખિક કરારથી નકકી કરવામાં આવે છે.

**સગર્ભાવસ્થામાં લગ્ન કરાર :**

કોઈ કુંવારા છોકરા છોકરી જાતિય સબંધોથી જોડાયેલ હોય અને છોકરી સગર્ભા બની જાય ત્યારે સમાજ માન્ય નિયમોથી તેમના લગ્ન કરવામાં આવે છે. જેના માટે કોઈ લેખિત કરાર કરવામાં આવતો નથી. તે મૌખિક કરારથી કરવામાં આવે છે.

**પાણી વાપરવાના કરાર :**

સિંચાઈ કે પીવાનું પાણી વાપરવા માટે કોઈ લેખિત કરાર નથી. મૌખિક કરારથી સમજીને તેનો વપરાશ કરવામાં આવે છે.

## સમાજનો પંચ

દરેક સમાજમાં પોતાની વ્યવસ્થા જળવાય રહે તે માટે સામાજિક પંચ હોય છે. જે વિસ્તારમાં એક જ જાતિના લોકોનો વસવાટ હોય ત્યાં તે સમાજ માટે અલગ જ વ્યવસ્થા હોય છે. વારલી સમાજનો વસવાટ બે પ્રકારનો છે.(૧) જેમાં માત્ર વારલી સમાજના જ કુટુંબો વસતા હોય તેવા જંગલ વિસ્તારના ઉંડાણના ગામો અને (૨) ધરમપુર, વાંસદા, ઉમરગામ વગેરે વિસ્તારમાં વારલીઓ અન્ય જાતિના લોકો સાથે વસેલા છે.

વારલીઓ ગામ કક્ષાએ વસેલા છે, ત્યાં તેમનું સંગઠન મજબુત હોય છે. ગામમાં પાટિલ, કારભારી અને જાગલ્યો આખા ગામનું વ્યવસ્થા તંત્ર જાળવે છે. ગામમાં શાંતિ જળવાઈ રહે તે માટે તેઓ દેખરેખ રાખે છે. ગામમાં કોઈ પણ પ્રકારના સામાજિક પ્રશ્નો ઉભા થાય ત્યારે પાટિલ અને પાડાની મુખ્ય વ્યકિતઓ સાથે મળીને તેનો ઉકેલ લાવે છે. ગામમાં કોઈ પણ પ્રસંગમાં ગામના પાટિલની હાજરીની જરૂર હોય છે. સામાજિક પ્રસંગોમાં પાટિલની હાજરી હોવાથી કોઈ તોફાન કે ઝગડો કરી શકે નહી અને જો ઝગડો થાય તો તેવા પક્ષકારોને પાટિલ ભેગા કરીને શિક્ષા અને દંડ કરી શકે છે.

જયારે ગામમાં કોઈ ઝગડો થાય કે કોઈ સામાજિક પ્રસંગ ઉભો થાય ત્યારે ભોગ બનનાર વ્યકિત ગામના પાટિલને ખબર આપે છે. ગામનો પાટિલ સૌ પ્રથમ કારભારી અને જાગલ્યાને બોલાવે છે અને તેઓની સાથે ગામના ઝગડા સબંધી ચર્ચા કરે છે. તેઓ જગ્યા અને સમય નકકી કરીને પક્ષકારો અને તે

પાડા (ફળિયા)ના વડિલોને ભેગા કરે છે. સમાજના પરંપરાગત નિયમોને આધારે બંને પક્ષકારોને પાટિલ પૂછપરછ કરે છે. તે વખતે બેઠેલ વડિલો અને પંચના આગેવાનો પક્ષકારોના પ્રશ્નો સમજીને કયા પક્ષની ભૂલ છે તે સાબિત કરે છે ત્યાર પછી સમાજ માન્ય નિયમોને આધારે ઉકેલ લાવવામાં આવે છે. જે પક્ષની ભૂલ હોય તેને પંચોમાં નકકી કરેલ દંડ કરવામાં આવે છે. તેમાંથી થોડીક રકમ પંચમાં કાઢવામાં આવે છે. તેનો દારૂ મંગાવી પંચને પીવડાવે છે અને તે દંડની બીજી રકમ ભોગ બનનાર વ્યકિતને આપવામાં આવે છે, ફરીવાર આવો ઝગડો નહીં કરવા માટેની સમજણ આપવામાં છે.

એક કરતા વધારે ગામનો ઝગડો હોય ત્યારે બંને ગામોના પાટિલો, કારભારી અને જે તે ગામોના આગેવાનો મળીને કોઈ ચોકકસ જગ્યા નકકી કરીને ભેગા થાય છે અને પતાવટ કરે છે. જે કઈ નિર્ણય પંચો દ્વારા લેવામાં આવે છે તે બંને પક્ષોનો માન્ય રાખવો પડે છે. કોઈપણ ગુનો કોર્ટમાં જતો નથી. તેનુ સમાધાન સમાજ માન્ય પરંપરાઓથી કરવામાં આવે છે. ગામ સંગઠનનો સુત્રધાર પાટિલ હોય છે. જેથી સરપંચ અહિ નિર્ણાયક નથી. ગામના વિકાસના કામો માટે ગામના પાટિલની સંમતિ લેવાની ખાસ જરૂર પડે છે.

વારલીઓમાં ગુનાઓનું પ્રમાણ ખૂબ ઓછુ જોવા મળે છે. ચોરીના બનાવો બનતા નથી. કેટલાક સામાજિક પ્રશ્નો જેવા કે છૂટાછેડા પત્નીને કાઢી મુકવી, કોઈ સ્ત્રી કે પુરુષ અન્ય પુરુષ સાથે જાતિય સબંધ બાંધતાં પકડાય, અંદરો અંદર ઝગડો થતો હોય, આવા પ્રસંગે બે માંથી કોઈ એક પક્ષ ગામના પાટિલને ફરિયાદ આપે તો આ ઝગડાના સમાધન માટે આગળની કાર્યવાહી પાટિલ શરૂ કરે છે. જાગલ્યો એ

સંદેશાવાહનનું કામ કરે છે. તેમા પાટિલ બંને પક્ષોને કયા દિવસે કયાં મળવું તે જણાવે છે અને તેમાં કારભારી અને સરપંચને પણ બોલાવે છે. પાડા (ફળિયા)ના આગેવાનોને પણ બોલાવવામાં આવે છે. નક્કી કરેલા દિવસે ગામમાં કોઈ ઝાડ નીચે બેસીને બંને પક્ષોને સાંભળી પંચ નિર્ણય કરે છે. તે વખતે યોગ્ય દંડ કરી સમાધાન કરવામાં આવે છે.

કેટલાક વિસ્તારોમાં વારલીઓ અન્ય જાતિના લોકો સાથે વસેલા છે. ત્યાં ગામના પ્રશ્નો ગ્રામસંગઠનના સૂત્રધારો અન્ય જાતિના બધા મળીને ઉકેલે છે. પરંતુ વારલીઓમાં કઈક પ્રશ્ન ઉભો થાય તો જે તે પાડાના વડીલો મળીને ઉકેલ લાવે છે. કેટલીક વાર વારલી કુટુંબમાં ઝગડો ઉભો થાય તો વડીલો ઉપરાંત ગામમાંથી અન્ય જાતિ ધોડિયા કે કોંકણા જાતિની પ્રભાવશાળી વ્યકિતને બોલાવી સમાધાન કે પ્રશ્ન ઉકેલવાનું કહેવામાં આવે છે. તેઓ દ્વારા આપેલ ઉકેલ કે દંડ બંને પક્ષે માન્ય રાખવો પડે છે.

વારલી સમાજમાં ગામના પાટિલ, કારભારી અને જાગલ્યો તેમજ સમાજના વડીલોનો બનેલો સમાજિક પંચ હોય છે. આ લોકો ખુબજ અનુભવી હોય છે. તેઓ પરાંપરાઓથી સામાજિક ન્યાયનું કાર્ય કરતા હોય છે. પાટિલ, કારભારી અને જાગલ્યો વગેરે પરંપરાગત હોદ્દા છે. જેનો બાપ મર્યા પછી આ હોદ્દા તેમના પુત્રને મળે છે. પરંપરાગત નિયમો મૌખિક હોય છે. વારલીઓ અભણ હોવાથી નિયમોનું કોઈ લેખિત બંધારણ નથી. સમાજના પંચમાં કેટલાક જોખમો પણ જોવા મળે છે. કારણ કે સમાજ માન્ય પરંપરાઓની વિરુદ્ધ વર્તનારને પાટિલ માર મારીને પણ સીધા કરે છે અને દંડ કરી શકે છે. ન માને તો

સામાજિક બહિષ્કાર કરી ગામની બહાર કાઢી મૂકે છે.

વારલીઓમાં પરંપરાઓથી ચાલતા આવતા રિવાજો મુજબ કોઈ પણ પ્રકારના સોદાઓ કે લેવડ-દેવડ મૌખિક રીતે કરવામાં આવે છે. લેખિત  કરાર કરવામાં આવતો નથી. જુબાની અને વિશ્વવાસ પર બોલીથી કરાર નકકી કરવામાં આવે છે. એક વખત બોલી કર્યા પછી માણસ પોતાની બોલી બદલી શકે નહીં, વર્ષો સુધી તે બોલીનો મૌખિક કરાર કરે છે.

**ભાષા**

વારલી જાતિનો મૂળ વિસ્તાર કોકણ અને દક્ષિણ ગુજરાતના ડુંગરાળ પ્રદેશમાં થાણા જિલ્લાની ઉત્તર દરિયાઈ પટ્ટીમાં તથા અરબી સમુદ્રનો દરિયા કિનારો અને સહયાદ્રી પર્વતની હારમાળા વચ્ચેનો જંગલો તથા સપાટ જમીનો પરનો છે.

આ વિસ્તારોમાં ખાસ કરીને ૧૯૪૭ પહેલાં દેશી રાજયોની હકૂમત હતી. જેમાં વારલી વસાહતોના પ્રદેશમાં મુખ્યત્વે, થાણ, નાસિક, સુરત એજન્સી, ખાનદેશ એજન્સી, ધરમપુર, વાંસદા, ડાંગ અને વડોદરા રાજયનો નવસારી પ્રાંતમાં હતો.

ડાંગી બોલી ડાંગ પુરતી જ બોલાતી નથી. તે ઉતરે નવસારીથી માંડીને દક્ષિણમાં વલસાડ, પશ્ચિમે વાંસદા, ધરમપુર, સુરગાણ તથા નાસિક જિલ્લામાં બાગલાણ અને કળવણ વગેરે વિસ્તારોમાં બોલાય છે. ડાંગી બોલી એ ખરેખર પ્રાદેશિક બોલી નથી, પરંતુ કોમી બોલી ગણી શકાય. તેથી તે દરેક પ્રદેશમાં વસતા

વારલીઓ ડાંગી બોલીનો ઉપયોગ કરે છે.

ખરેખર ડાંગી બોલી નથી, પરંતુ અનેક બોલીઓનું મિશ્રણ છે. સામાન્ય રીતે ડાંગી બોલીના સ્વરો તથા વ્યંજનો ગુજરાતી અને મરાઠી છે. ડાંગી બોલીના કેટલાક શબ્દો છે. જે ભીલી બોલીઓના કેટલાક શબ્દો સાથે મળતા આવે છે. ડાંગી બોલીનો શબ્દ સમુહ બહુ વિશાળ નથી. કારણ કે બોલી પોતાની રીતે હજુ સુધી વિકસેલી નથી. એ માટે જ વિકસતી જતી આ આવશ્યકતાને પહોંચી વળવા મરાઠી કે ગુજરાતીમાંથી પોતાના શબ્દો ઉપાડી લે છે.

આ પ્રદેશના લોકો આઝાદી પહેલાં દેશી રજવાડાના ત્રાસથી પોતાની સંસ્કૃતિ અને જીવનના જોખમને રળવા માટે અલગ-અલગ વિસ્તારોમાં ટેકરીઓ અને નદી વિસ્તારના ખીણ પ્રદેશમાં જઈને વસ્યા છે.

**હુન્નર કલા(આવડત)**

વારલીઓ વાંસમાંથી જીવનજરુરિયાતની વસ્તુઓ બનાવે છે, જેમ કે ભોત, શોકયાં, વાગુર, મળી, મળા(કરચલા પકડવાનું સાધન) વગેરે શિકારના સાધનો જાતે બનાવે છે. અનાજ ભરવા માટે વાંસમાંથી મુસકા, ઝીલા, ઝીલી, પાલ, ડોંબલી બનાવે છે. આ ઉપરાંત ઘરનો ખપેડો અને ઘંટીનો થાળ બનાવે છે.

માટીમાંથી બોદળી(કોઠી), ઘંટીનો થાળ, ચુલો, નળિયા, ઓટલી બનાવે છે. માટીનું લીંપણ કરીને ઘરને સજાવે છે. ખાટીભીંડીમાંથી દોરડા, દોરડી બનાવે છે.

લાકડામાંથી હળ, વખર, જુસર, વળો, બળદગાડુ, પાટલો, પાટલી, સાંબેલું, બારી, બારણા અને

બાકડો જાતે બનાવે છે.

નૃત્ય-ઘેરૈયાનૃત્ય (પેરન્યા નૃત્ય), કહાળ્યાનૃત્ય, ડુંગરદેવનૃત્ય(ભાયાનૃત્ય), પાવરીનૃત્ય, ઢોલગીનૃત્ય ડાંગના વારલી આદિવાસી સમાજમાં જાણીતા છે.

નાટય-તમાશા પાર્ટીમાં નાટકો ભજવાય છે. તેમાં ઠઠ્ઠા મશ્કરીના પાત્રો પણ હોય છે. ડાંગમાં તમાશા પાર્ટીને ખુબ યશ મળેલો છે. વારલી યુવાનોમાં પણ નાટકની કળા જોવા મળે છે. નાટકમંડળી ડાંગના દરેક ગામમાં ચાલે છે.

## પશુ-પંખી વિશેનો દૃષ્ટિકોણ

વારલીઓમાં માન્યતા છે કે પશુ-પંખીની પણ માનવજીવન પર અસર થાય છે. કેટલાક પશુ-પંખીઓ સહાયકારક છે તેમજ કેટલાક નુકશાનકર્તા પણ છે.

સહાયક :

વરસાદની આગાહી આપનાર કોયલ, મોર, પોકળચાટુ, ગોળફી, પાઇપીડા(પેહપેહો) વગેરે પક્ષીઓ વરસાદ આવતાં પહેલાં પોતપોતાની રીતે ગીત ગાઈને કિલ્લોલ કરે છે અને ધરતીને મધુરતાથી ગુંજાવી મુકે છે, ત્યારે એમ માનવામાં આવે છે કે ટૂંક સમયમાં વરસાદ પડવાની શકયતા છે. લોકો પોતપોતાની કામગીરીની તૈયારી કરવા લાગી જાય છે, આમ તેઓ સહાયક બને છે.

**ખેતીમાં મદદ કરનારા :**

ગાય, ભેંસ, પાડા અને બળદ વગેરે ખેતીમાં મદદ કરનાર પશુ છે. ગાય અને ભેંસ દૂધ આપે છે. જે બળદ અને પાડાને જન્મ આપે છે. આ બળદ અને પાડાને ખેતીના કામે લગાડી ખેડૂત ખેતી કરે છે. તેમનું છાણ ખેતીમાં ખાતર તરીકે વપરાય છે.

**શુકનિયાળ :**

કોઈ સારા કામે જતા હોય તે વખતે રસ્તામાં દેવ ચકલી ડાબી બાજુથી જમણી બાજુ તરફ રસ્તો આંતરે તો ખૂબ સારા શુકન થાય એમ માનવામાં આવે છે.

**નુકશાનકર્તા :**

- મોરઘા નામનુ પક્ષી રાત્રે બોલે ત્યારે નાના બાળકોને તે નુકશાન કરે છે.
- અપશુકનિયાળ
- બિલાડી- કોઈ સારા કામે જવા નીકળ્યા હોય ત્યારે રસ્તામાં બિલાડી રસ્તો આંતરે ત્યારે ધારેલું કામ થતું નથી.
- ઘુવડ : જયારે કોઈ વ્યકિત બિમાર હોય તે વખતે તેના ઘરને ઝાંપે કે ઘરના મોભે બેસીને ઘુવડ બોલે છે, ત્યારે બિમાર વ્યકિતનું મરણ થશે એમ માનવામાં આવે છે.

-ભેંસ : ઘરમાં કોઈ નુકશાન થવાનું હોય ત્યારે ભેંસ ઘરમાં ભાંભરે છે.

-કૂતરાં રડવાં : જયારે કોઈ વ્યકિતનું મરણ થવાનું હોય ત્યારે કૂતરાં રડે છે. કહેવાય છે કે કૂતરાને યમરાજ દેખાય છે, તેથી તે કોઈ વ્યકિતને લેવા માટે આવે છે ત્યારે કૂતરાં તેને જોઈને રડે છે.

## વનસ્પતિ જગત-પ્રાકૃતિક તત્વો વિશેનો દષ્ટિકોણ

### વિધિમાં વૃક્ષોનું મહત્વ :

બહેડો, કલમ, ઉંબર, કાકળ અને જાંબુડો વગેરે વૃક્ષોને પવિત્ર માનવામાં આવે છે. લગ્નપ્રસંગોમાં તેમજ દેવપૂજામાં તેનું લાકડું તથા ડાળખા વાપરવામાં આવે છે. પ્રસંગોપાત આ વૃક્ષોની પૂજા કરવામાં આવે છે.

### ખેતીમાં વર્ષફળ બતાવતા વૂક્ષોની માન્યતા :

ઉંબર, નિંભારા, પીપળ વગેરે વૃક્ષોને વધારે ફળ આવે ત્યારે તે વર્ષે વરસાદ સારો પડશે અને ખેતીના પાકો જેવા કે મકાઈ, ડાંગર, તુવર, અળદ, વરઈ અને નાગલી વગેરે સારા થશે, તેવું અનુમાન ખેડૂતો કરે છે અને તેવા ધાન્યોનું વાવેતર કરે છે.

### ઔષધિય વનસ્પતી સાથનો વ્યવહાર :

વારલીઓ જુદીજુદી બિમારીઓ માટે જુદી-જુદી વનસ્પતિના જાણકાર છે. તેઓ મોટે ભાગે

વનસ્પતિમાંથી દવાઓ બનાવે છે. દા.ત કોઈ સ્ત્રીને સુવાવડ પછી દૂધ ન આવે તો યેલેકરંજ નામની વનસ્પતિના મૂળિયાંને ખોદીને પીવડાવે છે જેથી તેને દૂધ આવે છે. કોઈને સાપ કરડયો હોય તો વનસ્પતિનો ઉપયોગ કરી તેનું ઝેર ઉતારે છે.

**મેઘની(આકાશ)પૂજા અને માન્યતા :**

ચોમાસુ બેસી ગયા પછી વરસાદ પડે ત્યારે ખેતીમાં વાવેતર થઈ જાય છે અને બિયારણ ઉગી નીકળે છે. ત્યાર પછી વરસાદ ન પડે અને ઉગેલો પાક મરવા લાગે ત્યારે ગામના બધા લોકો ભેગા થઈને ફંડફાળો ભેગો કરી બકરાં, મરઘાં અને નાળિયેર અગરબતી વગેરે પૂજાની સામગ્રી લાવીને ગામના બધા લોકો ભેગા થઈને અભિનાથ દેવના સ્થાનકે ધરમપુર જાય છે અને ત્યાં જઈને દેવની પૂજા કરવાથી વરસાદ આવે છે, એવી વારલીઓની આસ્થા છે.

**ધરતી સાથેનો પોતાનો સબંધ અને માન્યતા :**

વારલીઓ ધરતીને માતા માને છે. તે આપણી જનેતા છે. તેથી કોઈ પણ શુભ કાર્ય કરતાં પહેલાં ધરતી માતાનું પૂજન કરીને જ આગળ ચાલે છે.

**કુટુંબના અને સગપણના સબંધો અને તેનું મહત્વ**

વારલીઓમાં કુટુંબ વ્યવસ્થા બે પ્રકારની છે (૧)સંયુકત કુટુબ અને (૨)વિભકત કુટુંબ

**સંયુકત કુટુંબ :**

જે કુટુંબમાં બેથી વધારે ભાઈઓ તેમના પરિવાર સાથે એક કુટુંબમાં રહી એક રસોડે જમતા હોય અને ભાઈઓના વડીલ પિતા પણ હયાત હોય એવા કુટુંબને સંયુકત કુટુંબ કહેવામાં આવે છે. આવા કુટુંબમાં તમામ પ્રકારનો ઘરનો વહીવટ વડીલ વ્યકિત કરતો હોય છે. તે કુટુંબમાં વડીલનું ખૂબ મહત્વ હોય છે. તે દરેકના સબંધો સમાન રીતે જાળવે છે. સંતાનોનો દરજજો પણ સમાન હોય છે. કુટુંબમાં જે છોકરા-છોકરી લગ્ન કરવાને લાયક હોય તો સૌ પ્રથમ વડીલ વ્યકિત તેની પસંદગી કરી છોકરા-છોકરીને પસંદ કરવાની તક આપે છે. ત્યાર બાદ વડીલ વ્યકિત સામેની વ્યકિત સાથે સબંધ જોડે છે. આવા સંયુકત કુટુંબમાં કૌટુંબિક મજબુતાઈ જળવાઈ રહે છે.

**વિભક્ત કુટુંબ :**

એક જ માતાપિતાના દિકરાઓમાંથી જુદા થયેલા કુટુંબને વિભકત કુટુંબ કહેવામાં આવે છે. આ પ્રકારના કુટુંબમાં કુટુંબનો વડો તે જુદો થયેલ વ્યકિત હોય છે. તે પોતાના કુટુંબની તમામ પ્રકારની જવાબદારી લે છે. પોતાના કુટુંબના સગા-સંબંધીઓના વહેવાર તે પોતે સંભાળે છે. તેના બાળકોને સમાન દરજજો હોય છે. આવા કુટુંબમાં લગ્નસાથીની પસંદગી કરવાની જવાબદારી પિતાની પરવાનગીથી સંતાનો પોતે કરી શકે છે. ત્યાર બાદ લગ્નસબંધો નકકી થાય છે. આ રીતે વિભકત કુટુંબ એક જ વ્યકિતના હાથમાં હોય છે.

### મૈત્રી અને દુશ્મની(સ્વ અને પર)

વારલીઓ એક જ જ્ઞાતિના, એક જ કુટુંબના, એક જ ફળિયાના, એક જ ગામના લોકોને મિત્ર ગણે છે. જયારે અન્ય જ્ઞાતિના લોકોને એક જ ફળિયામાં, એક જ ગામમાં રહેતા હોવા છતાં તેને પારકા ગણે છે.

ભૌગોલિક વિસ્તાર પ્રમાણે તેઓ ડુંગર, ટેકરી, ખીણ કે સપાટ મેદાનોમાં રહેતા હોવા છતા તેઓ એકબીજાને પોતાના ગણે છે. જુદા જુદા વિસ્તારો અને રાજયોમાં વસતો વારલી સમાજ તેની સાંસ્કૃતિક સમાનતાને આધારે ઓળખાય છે.

### વિશ્વના તત્વોની જીવન પર અસર વિશેની માન્યતા

વિશ્વના તત્વો સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ અને નક્ષત્રો વિશે એવી માન્યતા છે કે કુદરતી રીતે કોઈ મહાવિસ્ફોટથી સૂર્યમાળાઓ, ધૂમકેતુઓ, નિહારિકા, આકાશગંગા અને સૂર્યની ઉત્પતિ થઈ. ધીમે ધીમે વર્ષોના અંતે સૂર્યમાંથી પૃથ્વી છૂટી પડી અને પૃથ્વીનું નિર્માણ થયું. ધીમે ધીમે પૃથ્વી પર જીવ સૃષ્ટિ પેદા થઈ તે સૂર્યને આભારી છે. આદિવાસીઓમાં ઉગતા સૂર્યને પૂજવાની માન્યતા છે. સૂર્યને સૃષ્ટિનો સર્જનાર માનવામાં આવે છે. તેથી કુદરતી હાજતે જતી વખતે પૂર્વ પશ્ચિમ દિશા તરફ મોઢું કરીને બેસવાની મનાઈ છે. કોઈ પણ દેવની પૂજા કરતી વખતે  સૌ પ્રથમ આકાશ, સૂર્ય, ચંદ્ર, તારાઓ અને ધરતીમાતાનું નામ

લઈને અનાજની પૂજ મૂકવામાં આવે છે. ચંદ્રને આદિવાસી સ્ત્રીઓએ પોતાનો ભાઈ માન્યો છે. પોતાનું છોકરું રડે ત્યારે ચાંદામામા આવશે ત્યારે તારા માટે ગોળ અને કોપરું લાવશે આમ કરીને તે બાળકના પેટમાં ગલગલલીયા કરે છે. આદિવાસીઓમાં નવ લાખ તારાઓની કલ્પનાઓ કરવામાં આવે છે. આ બાધા પર્યાવરણના અજૈવિક તત્વો છે. તેનાથી સૃષ્ટિની રચના થઈ છે. પછી જૈવિક સૃષ્ટિનો ઉદ્ભવ થયો છે. જૈવિક સૃષ્ટિને ટકાવી રાખવા માટે અજૈવિક તત્વોનો ખૂબ જ મોટો ફાળો રહેલો છે, તેથી પ્રકૃતિના તત્વોને જ પોતાના જીવનમાં ધારણ કરી વર્ષમાં ઋતુ પર થતી અસરો ચક્ર પ્રમાણે આવતા તહેવારોમાં પૂજા પાઠ કરે છે.

**વિશ્વના તત્વોની જીવન પર અસર :**

ચંદ્ર ગ્રહણઃ-વૈજ્ઞાનિક સિધ્ધાંત મુજબ સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ થાય છે. પરંતુ ચંદ્રગ્રહણ બાબતે આદિવાસીઓમાં કેટલીક માન્યતાઓ પ્રચલિત છે જયારે ચંદ્રગ્રહણ થતું હોય તે વખતે સગર્ભા સ્ત્રી ચંદ્ર તરફ જુએ તો તેના ગર્ભમાં જે બાળક હોય તે ત્રાંસી આંખોનું જન્મે છે, તેથી સગર્ભા સ્ત્રીઓને ચંદ્રગ્રહણ જોવા દેતા નથી.

વિછીઃ-વિછી એ આકાશમાં તારાઓનું ઝુમખું છે. જે ઝુમખામાંથી જયારે ચંદ્ર પસાર થાય છે ત્યારે વિછી બેઠો એમ માનવામાં આવે છે. આ ઝુમખામાં ચંદ્ર ત્રણ દિવસ રહે છે. તેથી તે દિવસોને અશુભ ગણવામાં આવે છે. તે સમયે કોઈ સારા કામો જેવા કે લગ્ન-વિધિ, કોઈ મકાનનું મુહૂર્ત કે કોઈ બીજા અન્ય

શુભ કાર્યોની શરૂઆત કરતા નથી. તે સમયને જીવ સૃષ્ટિને અસર કરતો સમય ગણવામાં આવે છે.

નક્ષત્રોઃ-નક્ષત્રો એટલે તારાઓનું ઝુમખું. ચંદ્રમાના રસ્તામાં આવતા જુદા જુદા સમુહ બનાવી તેનો આકાર થાય છે. તે પ્રમાણે તેના નામ આપવામાં આવે છે. આ સમુહ નક્ષત્ર કહેવાય છે. આકાશ આખું ફરી વળવામાં ચંદ્રને સવા સતાવીસ દિવસ લાગે છે. તે ઉપરથી સતાવીસ કે અઠાવીસ નક્ષત્રો માન્યાં છે. પૂનમના દિવસે જે નક્ષત્રમાં ચંદ્ર હોય તે નક્ષત્ર ઉપરથી બારે માસના નક્ષત્ર પાડવામાં આવ્યા છે. સૂર્ય જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર અને તેના આગલા પાછલા એકાદ બે નક્ષત્ર સૂર્યના પ્રચંડ પ્રકાશમાં ઢંકાતા હોઈ બિલકુલ દેખાતા નથી. સંધ્યાકાળે તથા પરોઢિયામાં એક રાત્રી જેટલા સમયના સુમારે પચીસ નક્ષત્રનાં દર્શન થાય છે.

જેવી રીતે ચંદ્ર નક્ષત્રમાં થઈને ફરે છે. તે પ્રમાણે સર્વે ગ્રહો પણ નક્ષત્રમાં થઈને ફરે છે. સૂર્યને એક નક્ષત્રનું ભ્રમણ કરતાં ૧૩ અથવા ૧૪ દિવસ લાગે છે. રોહીણી ઉત્તારા, ફાલ્ગુની, ઉત્તરષાઢા, ઉત્તારા ભાદ્રપદા તારા એ ચાર નક્ષત્ર સ્થિર કહેવાય છે. એ નક્ષત્રોમાં ઘર બાંધવું, ગામ વસાવવું, રાજયભિષેક, બાગ બગીચા તથા લાંબો વખત ટકનારા કામ કરવામાં આવે છે. દરેક નક્ષત્ર લગભગ ૬૦ ઘડીનું હોય છે.

### અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા

દરેક સમાજમાં જ્ઞાતિ પ્રમાણે ઉંચનીચના ભેદભાવ હોય છે. બાહ્ય રીતે જોતાં સમાનતા લાગે છે. પરંતુ દરેક સમાજના ખાનપાન, વાણી, વર્તન અને રુઢિગત કર્મને આધારે ઉંચ-નીચના ભેદભાવ જોવા મળે

છે.

વારલીઓ કુનબી, કોંકણી જ્ઞાતિના લોકોને પોતાનાથી ઉંચી જ્ઞાતિના માને છે. તેમની સાથે ઉઠક-બેઠક થઈ શકે અને રોટી બેટીનો વ્યવહાર પણ ચાલે છે. એક ગામમાં વારલી અને કુનબીની વસતિ હોય તો સામાજિક પ્રસંગોમાં એકબીજાને ત્યાં જાય છે. પરંતુ ઉંચા ગણાતા લોકો ગામમાં થોડી મોટાઈ રાખે છે.

વારલીઓ ભીલ, કોલચા, કોટવાળિયા, નાયકા, દુબળા, હળપતિ અને કોથોડિયા વગેરે જ્ઞાતિના લોકોને પોતાનાથી હલકા(નીચા)ગણે છે. આ લોકો સાથે વારલીઓ ઉઠક-બેઠક, ચા, પાણી, ભોજન પ્રસંગોમાં હાજરી વગેરે રાખતા નથી. તેમના ઘરોમાં રહેતા પણ નથી. તેમના ધંધા-વ્યવસાયમાં પણ ભાગીદારી કરતા નથી. વારલીઓ તેમને અસ્પૃશ્ય ગણે છે. કોઈ સબંધને કારણે કોઈ પ્રસંગોમાં આવ્યા હોય તો તેમને અલગ બેસાડે છે, આમ ઉંચ-નીચના ભેદભાવ જોવા મળે છે.

## પવિત્રતા અને અપવિત્રતાની વિભાવનાઓ

વારલી સમાજમાં કેટલાક સમય સંજોગોને આધિન કેટલીક વસ્તુઓને પવિત્ર-અપવિત્ર ગણે છે.

જગ્યા-સ્મશાનની જગ્યા સિવાય બધી જગ્યાને પવિત્ર માને છે.

સમય-સંજોગો વસાત શુભ-અશુભ હોય છે. શુભ એ પવિત્ર છે. અમાસના દિવસને અપવિત્ર માનવામાં આવે છે. ગ્રહણનો દિવસ અપવિત્ર ગણાય છે.

વ્યકિત-સારા વિચાર હોય તો પવિત્ર અને ખોટા કર્મ અને વિચાર હોય તો અપવિત્ર ગણાય છે.

સુવાવડી સ્ત્રીને અપવિત્ર માનવામાં આવે છે. બાકીના સમયમાં તેઓ સ્ત્રી-પુરુષને પવિત્ર માને છે. બાળક-પાંચોરાની વિધિ પછી બાળક પવિત્ર ગણાય છે.

**સમાજ અને અન્ય સમાજ**

દરેક સમાજ પોતાના સમાજ પ્રમાણે પવિત્ર છે.
કુદરતી તત્વો-સૂર્ય, ચન્દ્ર, તારા, ઝાડ અને ઝરણું વગેરે પવિત્ર છે.
વનસ્પતિ-પવિત્ર
પ્રાણી-પવિત્ર
ઘરના ભાગો-પવિત્ર
ગમાણ-પવિત્ર
દારૂ-પવિત્ર
રોગો-અપવિત્ર
ડાકણ, ભૂત, પ્રેત વગેર અપવિત્ર છે.
રાંધેલો ખોરાક-પવિત્ર
ભોજન વખતે અન્યની હાજરી અપવિત્ર ગણે છે.

## મનોરંજનની રીતો

ડાંગના વારલીઓ વિવિધ પ્રવૃતિ કરીને મનોરંજન કરે છે. નાના બાળકો રમત રમે, ઉખાણા પૂછે, નાટક-નૃત્ય કરે અને જોડકણા ગાઈને મનોરંજન કરે છે. તેવી જ રીતે યુવાનો પણ મનોરંજન કરે છે. તેઓ ખાસ કરીને નાચવાનું અને ગાવાનું વધારે પસંદ કરે છે. મોટેરાઓ કથાઓ કરે, તેમજ જ્ઞાન પરંપરા અને વ્યવહારની વાત કરે છે. આમ, વારલીઓ નવરાશની પળમાં કંઈ ને કંઈ પ્રવૃતિ કરીને મનોરંજન કરે છે.

## સમાજની ઓળખ રૂપ વિશિષ્ટ આવડતો

દરેક સમાજ પોતાની આજીવિકા માટે કાંઈકને કાંઈક ધંધો કરે છે અને તેમાં તે વિશિષ્ટ જાણકારી ધરાવે છે. તેથી તે કામ પરંપરાગત રીતે તેનામાં ઉતરી આવે છે. દા.ત. કોઈ ખેડૂત હોય અને તે જાતે ખેતી કરતો હોય તો તેના કુટુંબમાં જન્મેલા બાળકો આપો આપ ખેતીની જાણકારી ધરાવે છે. તેને ઘરે જ શિક્ષણ મળે છે. બીજે કયાંય શિક્ષણ મેળવવા જવાની જરૂર નથી. તેથી તેનામાં વિશિષ્ટ આવડત આવી જાય છે અને તે સમાજની ઓળખ છે.

વારલીઓમાં કેટલીક વિશિષ્ટ આવડતો છે. તે આવડતોને કારણે તેની જાતિ ઓળખાય છે. જે નીચે પ્રમાણે છે.

**માછલાં પકડવા :**

વારલીઓ ખોરાકમાં મુખ્યત્વે માછલાંનો ખૂબ ઉપયોગ કરે છે અને માછલાં પકડવાં એ તેમની પરંપરાગત કુશળતા છે. વારલીઓના ગામોમાં અલગ-અલગ જગ્યાએ ખૂબ મોટા ધરા હોય છે. જેમાં બારેમાસ પાણી સંગ્રહાય રહે છે. ચોમાસામાં જયારે વરસાદ પડે ત્યારે આ ધરામાં પાણી ભરાઈ જાય છે. આ ધરા નદી કોતરોને જોડે છે. તેથી ત્યાં માછલીનું પ્રમાણ વધારે છે. જે ગામની સીમમાં ધરા આવેલા હોય તે ગામનો પાટિલ કોઈ ચોકકસ દિવસ નકકી કરીને ગામના લોકોને જણાવે છે કે અમુક પાડાના માણસો માછલીઓ પકડવા જવાના છે, તેથી ગામના યુવાનો સૂપડી કે પાપડ ઝાડોનો પાલો લઈ આવે છે પાલાને બરાબર વાટીને ધરાના પાણીમાં પથ્થરના પોલાણમાં ભરવામાં આવે છે. આ કામ આખો દિવસ ચાલે છે. આ પાલો નાખવાથી માછલીઓને ઘેન ચડે છે. તેથી તે પાણીની કિનારી તથા પાણીની સપાટી પર આવી જાય છે. તે દિવસે રાત્રે દરેક કુટુંબમાંથી સ્ત્રી-પુરુષો અને નાના બાળકો ધરામાં માછલાં પકડવા જાય છે. તેઓ માછલી પકડવાના સાધનો જેવા કે, જાળો, નાના તીરકામઠાં વગેરે સાધનો લઈને ખાડી કે ધરા પાસે આખા ગામના ૨૦૦ થી ૨૫૦ જેટલા નાના મોટા બાળકો અને સ્ત્રી-પુરુષો ભેગા થાય છે આખી રાત સામુહિક રીતે માછલાં પકડીને ભેગાં કરે છે અને સવારે ગામનો પાટિલ વ્યકિતગત ભાગ પાડી આપે છે. આ માછલીઓ પકડવા માટેના સાધનો તેઓ પોતાની રીતે જ બનાવી લે છે.

આમ વારલીઓમાં માછલાં પકડવાની જાતિગત વિશિષ્ટતા છે.

વાંસકામ :

વારલીઓ પરંપરાઓથી વાંસકામનો ધંધો કરે છે. તેઓ ઘરની દિવાલો, સૂપડું, ટોપલી, અનાજ ભરવાની કોઠી(મોસેટી) વગેરે બનાવીને જીવન નિર્વાહનાં સાધનો ઉભા કરે છે. ડાંગના જંગલોમાં વાંસનું લાકડું મળી રહે છે. તેથી તેઓ પરંપરાગત રીતે વાંસકામ કરે છે અને ખેતીની સાથે ગૃહ ઉધોગ તરીકે વાંસકામમાં રોકાયેલા રહે છે. હાટ-બજારમાં વસ્તુઓ વેચીને થોડી આવક ઉભી કરે છે. આ વાંસકામ એ પણ તેમની વિશિષ્ટ આવડત છે.

શિકાર કરવો :

વારલીઓ શિકાર માટે ખૂબ જાણીતા છે. પહેલાં જંગલોમાં વન્ય પ્રાણીઓની સંખ્યા વધારે હતી, પરંતુ હાલમાં તે સંખ્યા અલ્પ પ્રમાણમાં જોવા મળે છે. આ પ્રાણીઓની સંખ્યામાં વધારો કરવા પ્રાણીઓને બચાવવા માટે સરકારે કેટલાક કાયદાઓ બનાવી પ્રાણીઓને તેમજ પક્ષીઓને વધારે રક્ષણ આપવાનો પ્રયત્ન કરેલ છે. વન્ય પ્રાણી સંરક્ષણ ધારો ૧૯૭૨ મુજબ કોઈ પણ પ્રાણીને પકડીને વશ કરવું અથવા તેને મારી નાખવું તે ગુનો બને છે. જેથી જંગલમાં ખુલ્લેઆમ શિકાર કરવાની સખત મનાઈ છે. વારલીઓ શિકાર કરવાના ખૂબ શોખીન છે. તેઓ શિકાર કરવાની ટુકડી તૈયાર કરી જંગલમાં જાય છે. પહેલાં કરતાં હાલમાં શિકાર ઓછો મળે છે. જેમાં સાબર, હરણ, સસલા વગેરે મારી લાવે છે. તે પણ જંગલમાં આખો દિવસ રખડયા પછી થોડાક મળે છે. જે આખી ટુકડીના બધા ભેગા થઈ માંસ બનાવીને થોડુ-થોડુ વહેંચી લેતા હોય છે. જંગલના અધિકારીઓને તેમજ ફળિયાના બીજા માણસોને પણ ભાગ આપવામાં આવે છે.

તેથી કોઈ કોઈને ચાડી ચૂગલી કરતું નથી. આમાં સામુહિક ભાવનાની ઝલક જોવા મળે છે.

વન્ય પ્રાણી શિવાય તેઓ પક્ષીઓનો પણ શિકાર કરે છે. જેમાં તેતર, ચકલી, કબૂતર, મોર અને ઘુવડ વગેરેને મારી લાવે છે. મોટા માણસોની માફક નાનાં છોકરાં હોય તે પણ કામઠાં અને ગીલોલ લઈને શિકાર કરવા નીકળી પડે છે. તેઓ જે પક્ષીઓનો શિકાર કર્યો હોય તેને વહેંચી ખાય છે. આમ શિકાર કરવો એ પણ સમાજની ઓળખ રૂપ વિશિષ્ટ આવડત છે.

**ભાષા**

સામાન્ય રીતે જોઈએ તો વારલી ભાષા મરાઠી અને ગુજરાતી ભાષાની છાંટ તુરત જ વર્તાય આવે છે. આ ભાષામાં મરાઠી ભાષાનું પ્રભુત્વ વધારે છે. તેનું કારણ છે કે મુંબઈ રાજય હતું તે વખતે વારલીઓનો વિસ્તાર થાણા જિલ્લામાં સમાવિષ્ટ હતો અને તે સમયે ત્યાં મરાઠી નિશાળો હતી. ઈ.સ. ૧૯૬૧માં ગુજરાત રાજય અલગ થયું પછી પણ ત્યાં મરાઠી નિશાળો હતી. જેના કારણે વારલીઓની ભાષામાં મરાઠી ભાષાનું પ્રભુત્વ છે. વારલીઓની ભાષા વિશિષ્ટ પ્રકારની છે, પરંતુ તેની લિપિ નથી. પરંપરાગત રીતે તેઓ એક પેઢીથી બીજી પેઢી સુધી વારસો આપતા રહયા છે. તે ભાષા ફકત વારલી સમાજ પુરતી સીમીત છે. કેટલાક વિસ્તારમાં કોંકણા અને વારલી, વારલી અને કોલચા, વારલી અને ઢોડીયાઓ સાથે વસતા હોવા છતાં દરેક જાતિની ભાષા અલગ અલગ છે. એકબીજાની ભાષામાં ફેરફાર જોવા મળે છે. વારલીઓના દૈનિક જીવનમાં વપરાતા કેટલાક શબ્દો નીચે મુજબ છે.

**શબ્દ સંગ્રહ :**

**પશુઓ**

| **વારલી** | **ગુજરાતી** | **વારલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| દોબળ | ભેંસ | ગોરા | યુવાન બળદ |
| બોકળ્યાં | બકરાં | મેંડાં | ઘેટાં |
| બલ | બળદ | વાસરું | વાછરડું |
| વાસરી | વાછરડી | | |
| હેલા | પાળો | | |

**પક્ષીઓ**

| **વારલી** | **ગુજરાતી** | **વારલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હાળગે | કાગડો | તીતુર | તેતર |
| સાવો | કાબર | દુળાં | ઘુવડ |
| બગ | બગલો | કુહુ | કોયલ |
| ટીટવી | ટિટોડી | ગીદ | ગીધ |

| | |
|---|---|
| કાકળકુંભારે | કાકળીઓકુંભાર |

**પ્રાણીઓ**

| **વારલી** | **ગુજરાતી** | **વારલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ખળે | વાઘ | કોલા | શિયાળ |
| માંજર | બિલાડી | કૂતરા | કૂતરો |
| સસા | સસલું | ભેકર | હરણ |

**ખેતીનાં સાધનો**

| **વારલી** | **ગુજરાતી** | **વારલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ભુંય | જમીન | ખેત | ખેતર |
| બીં | બિયારણ | નાગર, આવુત | હળ |
| પોંદે | નાનું હળ | અળવટ | સમાર |
| ગાડા | ગાડું | કોદાઈ | કોદાળી |
| પાવળી | પાવડી | કુરાળ | કુહાડી |
| કુરાળા | મોટો કુહાડો | અસેં | દાતરડું |

| | | | |
|---|---|---|---|
| ટગારા | તગારું | ફૂવા | ફૂવો |

**ઘરવખરીનાં સાધનો**

| **વારલી** | **ગુજરાતી** | **વારલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઠાયી | થાળી | તાંબે | લોટો |
| ભગુની | તપેલી | ગુંડા | દેગડો |
| ઘાગર | માટલું | રાંજુન | માટીની ગોળી |
| કોપ | કપ | બસી | રકાબી |
| પરાત | કથરોટ | ગલાસ | ગ્લાસ |
| ઉલથી | તવેથો | તવા | તાવો |
| ચમચા | ચમચો | ઊખળ | ઉખળુ |
| મુસળ | સાંબેલું | ચૂલા | ચૂલો |
| ઘરટી | ઘંટી | સુપ | સુપડું |

**અનાજ**

| **વારલી** | **ગુજરાતી** | **વારલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| નાગલી | બાવટા જેવું અનાજ | વરી | વરઈ |






| | | | |
|---|---|---|---|
| ગહું | ઘઉં | ઉળીદ | અડદ |
| તોરી | તુવેર | | |

રાંધેલો ખોરાક

| **વારલી** | **ગુજરાતી** |
|---|---|
| ચોખા | ભાત |
| ભાકર | રોટલો |
| ભાજી | શાક |
| પાનગા | ચોખાના લોટની વાનગી(દિવાળીના દિવસે બનાવે) |
| બોળકાં | ચોખાના લોટની વાનગી(પચવી તહેવારના દિવસે બનાવે) |
| દાથરાને ભાકરી | બાફેલા રોટલા |

**ગીત**

ભગર કાંડતાં નદર ગઈ વ જાગલ્યા લા,
પાયેચી જોડવી ઘડીન વ તુજે લગનાલા,
મોળીન વ તુજે લગનાલા,
ભગર કાંડતાં નદર ગઈ વ જાગલ્યા લા,






પાયેચા તોળા ઘડીન વ તુજે લગનાલા,
મોળીન વ તુજે લગનાલા,
ભગર કાંડતાં નદર ગઈ વ જાગલ્યા લા,
ડોકીચા પાન ઘડીન વ તુજે લગનાલા,
મોળીન વ તુજે લગનાલા,
ભગર કાંડતાં નદર ગઈ વ જાગલ્યા લા,
નાકાચી મુદી ઘડીન વ તુજે લગનાલા,
મોળીન વ તુજે લગનાલા,
ભગર કાંડતાં નદર ગઈ વ જાગલ્યા લા,
કાનાચા કાપ ઘડીન વ તુજે લગનાલા,
મોળીન વ તુજે લગનાલા,
ભગર કાંડતાં નદર ગઈ વ જાગલ્યા લા.

**ભાષાંતર**

વરઈ ખાંડતાં નજર ગઈ જાગલ્યા(ગામનો આગેવાન) પર,
પગની જોડવી ઘડાવીશ તારા લગ્નમાં,

તોડીશ તારા લગ્નમાં,
વરઈ ખાંડતાં નજર ગઈ જાગલ્યા પર,
પગના સાકળા ઘડાવીશ તારા લગ્નમાં,
તોડીશ તારા લગ્નમાં,
વરઈ ખાંડતાં નજર ગઈ જાગલ્યા પર,
ગળાનો હાર ઘડાવીશ તારા લગ્નમાં,
તોડીશ તારા લગ્નમાં,
વરઈ ખાંડતાં નજર ગઈ જાગલ્યા પર,
વાળમાં પહેરવાનું ઘરેણુ ઘડાવીશ તારા લગ્નમાં,
તોડીશ તારા લગ્નમાં,
વરઈ ખાંડતાં નજર ગઈ જાગલ્યા પર,
નાકની નથની ઘડાવીશ તારા લગ્નમાં,
તોડીશ તારા લગ્નમાં,
વરઈ ખાંડતાં નજર ગઈ જાગલ્યા પર,
કાનમાં પહેરવાના કાપ ઘડાવીશ તારા લગ્નમાં,
તોડીશ તારા લગ્નમાં,






વરઈ ખાંડતાં નજર ગઈ જાગલ્યા પર.

આમી ત નાચુલા હતેંવ,
હતેંવ વઅ...આમી ત નાચુલા હતેંવ,
નવરાનાં વરાળે હરનાંત વ,
આમી ત નાચુલા હતેંવ,
હતેંવ વઅ...આમી ત નાચુલા હતેંવ,
નવરાના કાહાળકર હરનાત વઅ,
આમી ત નાચુલા હતેંવ,
હતેંવ વઅ...આમી ત નાચુલા હતેંવ,
નવરાના ઢોલગ્યા હરનાત વઅ,
આમી ત નાચુલા હતેંવ,
હતેંવ વઅ...આમી ત નાચુલા હતેંવ,
નવરાના નગાકર હરનાત વઅ,
આમી ત નાચુલા હતેંવ,
હતેંવ વઅ...આમી ત નાચુલા હતેંવ.






**ભાષાંતર**

અમે તો નાચવાના હતા,
નાચવાના હતા રે, અમે તો નાચવાના હતા,
વરરાજાના જાનૈયાઓ હારી ગયા રે ,
અમે તો નાચવાના હતા,
નાચવાના હતા રે, અમે તો નાચવાના હતા,
વરરાજાના કહાળ્યાવાળા હારી ગયા રે ,
અમે તો નાચવાના હતા,
નાચવાના હતા રે, અમે તો નાચવાના હતા,
વરરાજાના ઢોલકવાળા હારી ગયા રે ,
અમે તો નાચવાના હતા,
નાચવાના હતા રે, અમે તો નાચવાના હતા,
વરરાજાના નગારાવાળા હારી ગયા રે ,
અમે તો નાચવાના હતા,
નાચવાના હતા રે, અમે તો નાચવાના હતા.

કારલીચાં યેલાં યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
મયે ત કેલઅ, ભોજન કેલઅ, હાકા મારું મી સાસરેલા જેવાયેલા,
હાકા મારું મી સાસરેલા જેવાયેલા,
કારલીચાં યેલાં યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
મયે ત કેલઅ, ભોજન કેલઅ, હાકા મારું મી સાસુલા જેવાયેલા,
હાકા મારું મી સાસુલા જેવાયેલા,
કારલીચાં યેલાં યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
મયે ત કેલઅ, ભોજન કેલઅ, હાકા મારું મી દેરુલા જેવાયેલા,
હાકા મારું મી દેરુલા જેવાયેલા,
કારલીચાં યેલાં યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
મયે ત કેલઅ, ભોજન કેલઅ, હાકા મારું મી નંદલા જેવાયેલા,

હાકા મારું મી નંદલા જેવાયેલા,
કારલીચાં યેલાં યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ,
યેલકય દિસિલા હિવાળાં હિવાળાં ગ.

**ભાષાંતર**

કારેલીનાં વેલાં લીલાંછમ લીલાંછમ રે,
લીલાંછમ લીલાંછમ રે,
ભોજન કરવા માટે પ્રેમથી હાક મારું સસરાને,
હાક મારું સસરાને રે,
કારેલીનાં વેલાં લીલાંછમ, લીલાંછમ રે,
લીલાંછમ લીલાંછમ રે,
ભોજન કરવા માટે પ્રેમથી હાક મારું સાસુને,
હાક મારું સાસુને રે,
કારેલીનાં વેલાં લીલાંછમ લીલાંછમ રે,
લીલાંછમ લીલાંછમ રે,
ભોજન કરવા માટે પ્રેમથી હાક મારું દિયરને,

હાક મારું દિયરને રે,
કારેલીનાં વેલાં લીલાંછમ લીલાંછમ રે,
લીલાંછમ, લીલાંછમ રે,
ભોજન કરવા માટે પ્રેમથી હાક મારું નણદને,
હાક મારું નણદને રે,
કારેલીનાં વેલાં લીલાંછમ, લીલાંછમ રે,
લીલાંછમ, લીલાંછમ રે.

આંબાચા મોઉર વ તુલા સાયતાયે લાગીલ વ,
તુલા સાયતાયે લાગીલ વ,
સાસુચા શબદ વ તુલા આયકાયે પડીલ વ,
તુલા આયકાયે પડીલ વ,
આંબાચા મોઉર વ તુલા સાયતાયે લાગીલ વ,
સાસરાચા શબદ વ તુલા આયકાયે પડીલ વ,
તુલા આયકાયે પડીલ વ,
આંબાચા મોઉર વ તુલા સાયતાયે લાગીલ વ,

દેરુચા શબદ વ તુલા આયકાયે પડીલ વ,
તુલા આયકાયે પડીલ વ,
આંબાચા મોઉર વ તુલા સાયતાયે લાગીલ વ,
નંદચા શબદ વ તુલા આયકાયે પડીલ વ,
તુલા આયકાયે પડીલ વ,
આંબાચા મોઉર વ તુલા સાયતાયે લાગીલ વ,
તુલા સાયતાયે લાગીલ વ.

**ભાષાંતર**

આંબાનો મોર તારે સાચવવો પડશે રે,
તારે સાચવવો પડશે રે,
સાસુના શબ્દો તારે સાંભળવા પડશે રે,
તારે સાંભળવા પડશે રે,
આંબાનો મોર તારે સાચવવો પડશે રે,
તારે સાચવવો પડશે રે,
સસરાના શબ્દો તારે સાંભળવા પડશે રે,

તારે સાંભળવા પડશે રે,
આંબાનો મોર તારે સાચવવો પડશે રે,
તારે સાચવવો પડશે રે,
દિયરના શબ્દો તારે સાંભળવા પડશે રે,
તારે સાંભળવા પડશે રે,
આંબાનો મોર તારે સાચવવો પડશે રે,
તારે સાચવવો પડશે રે.
નણદના શબ્દો તારે સાંભળવા પડશે રે,
તારે સાંભળવા પડશે રે,
આંબાનો મોર તારે સાચવવો પડશે રે,
તારે સાચવવો પડશે રે.

**વાર્તા**

**વાળકયા ડવર**

ડાંગ જિલ્લાના પૂર્ણા અભ્યારણ્ય ભાગમાં પોકી ઝાળી આહા. તેને ઉંગવતસહુનલે કાને પુરાવ નય નીંગહ. નયને દુસરેસહુન પોકી ઝાળી આહા. યે ઝાળીમાં પોકાં લીટકાં વસત. તે ઝાળીમાં જામનાં, ઉંબરાં,

વળ, પીપળ, કરુંદાં, આવળા જીસાં ખાના મીળી રહઅ. ઝાળીમાં અખા દિસ લીટકાસી કીલકારી. તે ઝાળીમાં કેલેંહી પોકાં રહત. અખા દિસ હુપાહુપ કરીઅન જાઈસા કીકરા ઉળવી દેત. તેહલા ઉળાઉળ કરુલા ઈસાં પકાં હઉસ ભરાયજ.

વારલી લોકાં નયને મેરાલા જરા ભર ખેતી કરત. કોની મકી પીરઅ ત કોની કોની વાંગાં રોપઅ. જીવલડવર અન જીવીડોસી પન નયને મેરાલા કાંહીયેક રોપત. યેકવાર તેહીં મકી પીરુના ઈચાર કે. માગુન ડવર અન ડોસીની મકી પીરી દીધાત. ડોસીની તેને મેરાલા વાળકાં ઠાની દીધાંત. ડવર અન ડોસીની પકાં જતન કરીઅન મળા ઉબા કયા. દિસ માગઅ દિસ નીંગત ગ્યાત. મકી અન વાળકાં લાગુલા લાગનાંત. ડોસીલા પકા હિદગા લાગુલા લાગના.

ડોસી સાંગઅ, કેલેસી જિતરમ વેટ. યી અન અખા ખાય જાતીલ.

ડોસે કાંહી નોકો ઈચારસ આપલે લેગ લેગ મગઅ મકી અન વાળકાં ઈકી દેંવ.

માગુન ત જીસી જ ખબર લાગઅ તીસા જ કેલેં યેવલા લાગનાંત. જીવીડોસી અન જીવલડવર સારા દિસ મળામાં રાખત.

યેક દિસની ગોઠ આહા. જીવલ ફાટે લેવલા ઝાળીમાં ગ્યા. ડોસી સીદા લેવલા ગાવમાં ગય. મળામાં કોની નીહી હતાં, મગઅ કેલેંસા ટોળા યી લાગનાં. હુશેર કેલેં લેગ લેગ ઝોપળી પાસીં ભરાયજી ગ્યાત. કોની મકી મોળઅ, કોની વાળકાં ખુળઅ. ઈસાં કરીન સારાં કેલેં ખાવલા લાગનાત. થોળેઘાતમાં ડોસી યી લાગની. ડોસીલા હેરીન કેલેં નીટ સેમટયા કરીઅન ધાવદી પોળનાત.

જીવી ડોસી સાંગઅ, એ કેલેં ઝાળ ખાલ ડવરના દેવાં આહાત. તેહલા કાંહી નોકો કરસાલ. નીહી ત તુમાલા ધરીઅન ઝોળતીલ. યી ગોઠ કેલેં આઠવ રાખતાંહાં. કેલેં પીકના નાશ કરત તાહાં ડવરની વાકકન જઠઅ તઠઅ ફાસ બનવીઅન બાંધી દીધાત. માગુન યેક દિસ ડવરઅન ડોસી માસાં ધરુલા જાતાહાં. થોળેઘાતમાં પીજેલ કેલેં યી લાગનાત.

યેક કેલેં ઈચાર કરઅ કાય આજ ત માં ડવરના દેવ હેરુલા આહાંવ. મળામાં કોની નીહીં હતાં. મગઅ કેલેં ત ઉળાઉળ કરત. દોન-તીન કેલેં ડવરને દેવ પાંસી ગ્યાંત. ડવર આહાત દેવની સેવા ચાકરી કરઅ. તઠઅ સેંદુર થેવેલ હતાં. યેક કેલેંની સેંદુર હેરી કાળાં. તેની સારાં સેંદુર આંગલા લાવી લીદાં મગઅ બસ. દોનેક કેલેં યેવ તેવ ઉળાઉળ કરઅ હતાંત. તેમાસુન દોન કેલેં ફાસામાં ફસવાયનાંત. તે પકાં આરડુલા લાગનાંત. વાયલે કેલેંસાહલા ઈસાં લાગનાં કાય ડવરને દેવાંસી યેહલા ધરી રાખાહાં. સારાં કેલેં તઠુન પોળનાંત. ફાસમાં ફસેલ કેલેં તઠ જ રહી ગ્યાંત.

થોળેવારમાં ડવર અન ડોસી યી લાગનાંત. કેલેં બીહી ગ્યાંત. તેં મગઅ પોસાસે ગત રડુલા લાગનાંત. તેહલા હેરીઅન ડવર અન ડોસીલા મયે આની. મગઅ તેહલા સોળી દીદાં. માગુન ત કેલેં તઠઅ યેવલા બીહત.

વારલી આદિવસી સમાદ કુદરતને હારી રહઅ. તે કઠ કઠ નયને મેરાલા ઝોપળાં બાંદીઅન રહત અન ખેતી કરત. પીહલેન પાસુન તેહના વેહવાર કુદરતને હારીં જોળાયજેલ આહા. તેને સાટી સારે જીવને હારીં દયેમયે આહા. ઈસાં કરીઅન તેહી રીતભાત ટકવી રાખીહી.

### ભાષાંતર

### કાકળીવાળો ડોસો

ડાંગ જિલ્લાનું પૂર્ણા અભ્યારણ્ય ખુબ જ ગાઢ જંગલવિસ્તાર છે. પૂર્વ દિશાના ડુંગરોમાંથી પૂર્ણા નદી વહે છે. એ નદીકાંઠાની બીજી બાજુ ગીચ જંગલ છે. એ જંગલમાં અનેક પશુ-પક્ષીઓ વસવાટ કરે છે. આ જંગલમાં જાંબુ, ઉંમરા, વડ, પીપળો, કરમદા, આમળા વગેરેના પુષ્કળ ઝાડ હોવાથી પશુપંખીઓને ખાવાનું પણ ભરપુર મળી રહેતું. દિવસે જંગલમાં પંખીઓનાં કલરવથી આખું વાતાવરણ ગુંજી ઉઠતું. પંખીઓ ઉપરાંત આ જંગલમાં મોટી સંખ્યામાં માંકડાઓના ટોળા રહે છે. કેટલીક વાર તેઓ હુપાહુપ અને કુદાકુદ કરીને આખું જંગલ ગજાવી મુકે. તેઓ ખુબ તોફાની એટલે કુદાકુદ કરવામાં ખુબ મજા પડતી.

જંગલની સામે નદીને કાંઠે ખેતર છે. એ ખેતરમાં જીવીડોશી અને જીવલ ડોસો ઝૂપડી બાંધીને રહે. નદીનાં કિનારે ફળદ્રુપ જમીન હોવાથી તેમણે મકાઈની વાવણી કરી હતી. મકાઈ વાવેલી તેની ચારેબાજુ કાકળીના બીજ થાણેલા. ડોસા અને ડોશી આખો દિવસ ખેતરમાં ખુબ મહેનત કરે. એક દિવસ બે દિવસ એમ કરતાં કરતાં પાક વધવા લાગ્યો. કાકળી પણ લાગવા લાગેલી. નદીની સામે કિનારે જંગલમાં રહેતા તોફાની માંકડાઓની નજરમાં આ બધુ જ હતું. ધીમે ધીમે નદીકિનારા તરફ તેમની અવરજવર વધે છે. જીવી અને જીવલ પણ તેમનાથી ચેતી જાય છે. તેથી ડોસા અને ડોશી આખો દિવસ ખેતીની રખેવાળી કરે.

એક દિવસ જીવલ ડોસો લાકડાં લેવા જંગલમાં ગયો અને ડોસી અનાજ લેવા માટે ગામમાં ગઈ. ચતુર

માંકડાઓનું ટોળું લાગ જોઈને જીવલના ઝૂંપડી પાસે પહોંચી જાય છે. કોઈ મકાઈ તોડે, કોઈ કાકળી તોડે તેટલી વારમાં જીવી ડોશી આવી ચડે છે. ડોશીને જોઈને બધા માંકડાઓ ઉભી પૂંછડીએ ભાગ્યા.

જીવીડોશી મોટેથી બુમ પાડીને કહે છે કે એ માંકડાઓ ઝાડ નીચે ડોસાના દેવ છે એને કંઈ નુકશાન કરતા નહી, નહિતર એ તમને પકડીને મારશે.

કેટલાક માંકડાઓને તે યાદ રહી ગયું.

તોફાની માંકડાઓનો ત્રાસ હોવાથી જીવલ ખેતરમાં જયાં ત્યાં દોરડીના ફાસા બનાવીને બાંધી દે છે.

એક દિવસ ડોસો કહે, હવે માંકડાઓ નહી આવે, આજે આપણે માછલાં પકડવા જઈએ.

સુમસામ વાતાવરણ જોઈને આઠ-દસ માંકડાઓ નદી કિનારે આવી જાય છે.

એક માંકડો મનમાં વિચાર કરે, આજે તો મારે ડોસાનો દેવ જોવો છે. બધા માંકડાઓ ઝડપભેર ખેતર તરફ જવા લાગ્યા. ખેતરમાં કોઈ ન હોવાથી બધા આમતેમ કુદાકુદ કરવા લાગી જાય છે.

ત્રણ-ચાર માંકડાઓ ડોસાના દેવ પાસે પહોંચી ગયા. ડોસો ભગત હોવાથી વાર તહેવારે દેવની પૂજા કરીને શ્રીફળ ચડાવે. એક માંકડાએ સિંદુર ચોપડી લીધું અને દેવ પાસે મુકેલી વસ્તુ જયાં ત્યાં ફેકી દીધી. કુદાકુદ કરીને તોફાન કરતા ત્રણ-ચાર માંકડા ફાસામાં ફસાઈ ગયા. તેમણે છુટવાનો પ્રયાસ કર્યો પણ છુટી શકાતું ન હતું. તેમનો અવાજ વધી જાય છે. બીજા માંકડાઓ વિચારે, ચોકકસ તેમને ડોસાના દેવે પકડી રાખ્યા છે. તેઓ ઉભી પૂંછડીએ ત્યાંથી ભાગી ગયા.

એટલી વારમાં ડોસા અને ડોશી આવી ચડે છે. તેમને જોઈને માંકડાઓ ગભરાઈ જઈને માણસની જેમ

રડવા લાગે છે.

ડોસા અને ડોશીને ખુબ દયા આવી. એટલે તેઓ તરત માકડાંઓને છોડી મુકે છે. ત્યાર પછી તોફાની માંકડાઓ ખેતર તરફ જવાનું ભુલી જાય છે.

વારલી આદિવાસી સમાજ પ્રકૃતિના ખોળે વસવાટ કરે છે. નદીકિનારે છુટાછવાયા ઝૂંપડા બાંધીને રહે અને ખેતીનું કામ કરે. સદીયોથી પ્રકૃતિની સાથે તેમનો નાતો જોડાયેલો હોવાથી જીવસૃષ્ટિ પ્રત્યે દયાભાવ છે. આમ, પ્રકૃતિનાં સાનિધ્યમાં રહીને તેમણે પોતાની સંસ્કૃતિ ટકાવી રાખી છે.

**ડવર અન ડોશી**

યેક ગાવમાં ડવર અન ડોશી રહઅ હતાંત. તેહલા પોસાં નીહી હતાંત પન સુકલા જગત. ઝોપળીને નજીક વાળામાં નાગલી અન બેંદરીની ખેતી કરત. ઈસાં કરીઅન તેહને સવસારમાં મજે હતી.

યેક દિસની ગોઠ આહા. ડોશીલા લાળુ ખાવલા મન હુયનાં. તી ડવરલા સાંગઅ, એ ડવર આજ આપલે લાળુ બનવું. ડવરની ચતરાઈ હાની.

લાળુ ત બનવસીલ પન થોળલાજ યેત હોળાક બનવજોશ. ડોશીની લાળુ બનવુલા સારી તયેરી કરી. ડોશીની લાળુ બનવાત પન પાંચ જ લાળુ હુયનાત. ડોસી સાંગઅ, ડવર કાય સાંગુ તુલા પાંચ જ લાળુ હુયનાત. તીં આયકીન ડવર સાંગઅ, આતાં કીસાક કરીઅન વાટી ખાંવ ? ડોસી સાંગઅ, માં તીન ખેન અન તું દોન ખાયજોશ.

એ ડોસે ઈસાં નીહી ચાલઅ, આપલે સારકાજ ભાગ વાટી ખાવલા. ગોઠ ગોઠમાં તેહાલા રાત પળી ગય. થોળેઘાતમાં ડવરલા યેક ગોઠ આઠવ આની. તો સાંગઅ, રાત પળી ગહય આતાં આપલે નીજી જાંવ. સકાળનાં જો કદવજ ઉઠીલ તો દોન લાળુ ખેલ અન સેલઅવર ઉઠીલ તો તીન લાળુ ખેલ. ડવર ઈસી શરત રાખીઅન નીજી ગ્યા.

સકાળનાં કોંબળા આરવના, લીટકાં જેને તેને રાનલા નીંગીં ગ્યાંત, સૂરેદેવને તીરબે ધરતીવર પળનેત. તરી પન ડવર અન ડોશી નીજેંજ કરત. ગાંવનાં લોકાં ઈચારમાં પળનાંત. આજ ડવર અન ડોશીલા કાય હુયનાંહાં ? કાહા ઉઠત નીહી ? અખેસાહલા ઈસાં લાગનાં કાય ડવર અન ડોસી મરીબરી ગ્યાં હવાંત, ઈસાં જાનીઅન ગાંવનાં લોકાં ઢીગલાયનાંત. ડવર જાની ગ્યા કાય ઘરઅ લોકાં ગોળાઆ હુયનાંહાંત. ડવર આરડીન સાંગુલા લાગના કાય, એ ડોશી ઉઠ. માં દોન ખેન અન તું તીન ખાયજોશ.

લોકાંસાહલા ઈસાં હુયનાં કાય ડવર અન ડોશી લોકાસાહલા ખાવલા યેતાંહાં.

એ પોળજા, પોળજા.

ડવર દોન ખાવલા આહા અન ડોસી તીન ખાવલા આહા. સારાં લોકાં પોળી ગ્યાંત. ડવર ડોશી લાળુ ખાઈઅન મજા કરનાંત.

**ભાષાંતર**

**ડોસા અને ડોશી**

એક ગામમાં ડોસા અને ડોશી રહેતા હતા. તેમને છોકરાં ન હતાં પણ સુખેથી જીવન જીવતા હતા. ઝૂંપડીની આજુબાજુ નાગલી અને બેંદરીની ખેતી કરતા હતા. આ રીતે તેમના જીવનમાં આનંદ ઉલ્લાસ હતો. એક દિવસની વાત છે. ડોશીને લાડુ બનાવવાની ઈચ્છા થઈ. તે ડોસાને કહે, આજે આપણે લાડુ બનાવીએ. ડોસો કહે, લાડુ બનાવજે પણ સરખા ભાગે આવે એટલા બનાવજે. ડોશીએ લાડુ બનાવવાની સઘળી તૈયારી કરી. લાડુ બનાવ્યા તો પાંચ લાડુ થયા. તે ડોસાને કહે, એ ડોસા પાંચ લાડુ થયા છે.

આ સાંભળી ડોસો કહે, હવે કેવી રીતે સરખા ભાગે વહેંચીને ખાવાના ? વાતવાતમાં રાત પડી ગઈ. ડોસાને એક યુકિત સુઝી. તે કહે રાત પડી ગઈ છે. હવે આપણે સુઈ જઈએ. સવારે જે વહેલા ઉઠે તે બે લાડવા ખાશે અને છેલ્લે જે ઉઠશે તે ત્રણ લાડવા ખાશે. આ રીતે ડોસો શરત રાખીને સૂઈ ગયો. સવારે કૂકડો બોલ્યો, પશુ-પંખીઓ પોતાના સફરે નીકળી ગયા, સૂરજનાં કિરણો ધરતી પર પડયા છતાં પણ ડોસા અને ડોશી ઉંઘી જ રહયા.

આજુબાજુના લોકો વિચારવા લાગ્યા. આજે ડોસા અને ડોશીને શું થયું છે? કેમ ઉઠતા નથી ? બધાને થયું, ડોસા અને ડોશી મરી ગયા હશે, એમ જાણીને આજુબાજુના લોકો ભેગા થઈ ગયા. ડોસો જાણી ગયો કે ઘરે લોકો ભેગા થયા છે. ડોસો મોટેથી બુમ પાડીને કહેવા લાગ્યો, એ ડોસી, ડોશી ઉઠજે. હું બે ખાઈશ અને તું ત્રણ ખાજે. લોકોને થયું, આ ડોસા અને ડોશી આપણને ખાવા આવતા છે.

એ ભાગજો, ભાગજો.

ડોસો બેને ખાવાનો છે અને ડોસી ત્રણને ખાવાની છે. લોકો ત્યાંથી ભાગી ગયા.

ડોસો અને ડોશીએ લાડવા ખાધા અને મોજમજા કરી.

## સંગીત વાદ્ય અને નાટ્યવેશો

### વાદ્યો

ડાંગના વારલી આદિવાસીઓના વાદ્યોને ત્રણ પ્રકારોમાં વહેંચી શકાય છે. (૧) ચર્મવાદ્ય (૨) સુષિરવાદ્ય (૩) તંતુ વાદ્ય.

### સુષિરવાદ્ય

સુષિરવાદ્ય એટલે ફૂંક મારીને વગાડી શકાય તેવા વાદ્યો. વારલીઓમાં આ વાદ્યો પરંપરાગત છે.

**વાંસળી :**

વાંસળી પોલાણવાળા વાંસમાંથી બનાવે છે. લીલા વાંસને કુહાડીથી કાપીને યોગ્ય માપ પ્રમાણે દાતરડાંથી સરખો કરે છે. તેને એક-બે દિવસ તડકામાં સુકવે છે. પછી મોટી તાર ગરમ કરીને યોગ્ય અંતરે કાણા પાડે છે. ગોવાળિયાઓ જંગલમાં ઢોર ચારવા જાય ત્યારે એકલતાનો સમય પસાર કરવા માટે વાંસળી વગાડે છે. આજે પણ યુવાનો વાંસળી વગાડવાનો શોખ ધરાવે છે.

**પાવરી :**

પાવરી એ ડાંગના વારલીઓનું મહત્વનું વાદ્ય છે. વારલીઓ આજુબાજુની પ્રકૃતિમાંથી જ સાધન સામગ્રી મેળવીને પાવરી બનાવે છે. ગાય કે બળદનું શીંગડું, બે વાંસની વાંસળી, સુકાયેલી દૂધી અને મધમાંથી બનાવેલું મીણ વગેરે સામગ્રીથી વાંસળી બનાવે છે. મોરના પીછાંથી પાવરીને સજાવે છે. આ વાદ્યમાં સ્વરને મોટો કરવાનું કામ શીંગડું કરે છે. પોષ મહિનામાં ડુંગરદેવ ધાર્મિક ઉત્સવમાં પાવરી વગાડે છે. પાવરી વગાડનાર કલાકારને પાવરકર કહે છે. ડુંગરદેવ ઉત્સવમાં પાવરકર પાવરી વગાડીને નૃત્ય કરે છે.

**કહાળ્યા :**

કહાળ્યા એ શરણાઈ આકારનું વાદ્ય છે. ડાંગનું પ્રસિધ્ધ નૃત્ય ડાંગીનૃત્યમાં કહાળ્યા વગાડે છે. જેનો સૂર કર્ણપ્રિય છે. કહાળ્યાનૃત્ય તહેવાર અને લગ્નપ્રસંગે થાય છે. બે કહાળ્યાની જોડ હોય છે. એક કહાળ્યા ફકત અવાજ માટે વગાડે છે. એક કહાળ્યામાં ગીતોના સૂર વગાડે છે. આ વાદ્ય પિતળની ધાતુમાંથી બનાવે છે. તાડના પાનમાંથી પીપા બનાવે છે. જાણકાર વ્યકિત આ વાદ્ય બનાવે છે.

**તંતુવાદ્ય**

મોટા ધનુષ્ય પર બીજા ધનુષ્યનો તાંત ઘસવામાં આવે તો એનો નાદ ગુંજારવાળો મળી શકે છે. તે ધ્યાનમાં આવ્યું હશે, તેમાંથી તંતુવાદ્યનું નિર્માણ થયું હશે, એવું માની શકાય.

**થાળીવાદ્ય :**

થાળીવાદ્ય કથાકાર ભગત વગાડે છે. કાંસાં ધાતુની મોટી થાળીમાં ત્રણ ફૂટની પાતળી સળી ઊભી કરીને થાળીવાદ્ય બનાવે છે. આ વાદ્યમાં સર અને મધના મીણની જરૂર પડે છે.

સર એ સરબાહ (ભંગાર) નામના વનસ્પતિમાંથી અને મધપુડામાંથી મીણ બને છે. મધને નીચોવી લીધા પછી તેને સુકવી નાખે છે. તેમાંથી મીણ બને છે. કથાકાર થાળીની વચ્ચે મીણ લગાડીને સર ઊભી કરે છે. ભગત પલાઠી વાળીને થાળી ઘુટણો વચ્ચે રાખી સર પર આંગળી ફેરવે છે. તેમાંથી સૂર નીકળે છે. આ વાદ્ય બંને હાથથી વગાડે છે. સરમાં થતું કંપન થાળી સુધી પહોચાડવાનું કામ મીણ કરે છે. કાંસાની થાળીથી સૂર મોટો થાય છે. આ વાદ્ય કનસરીની પૂજા વખતે, જન્મ અને મરણની વિધિ વખતે વગાડે છે. આ ઉપરાંત થાળી વાદ્ય પર રામાયણ, મહાભારત જેવી કથાઓ ગાય છે.

**દેરો :**

વારલીઓ આસો વદ બારસના દિવસે વાઘદેવની પૂજા કરે છે. આ તહેવાર પુરુષો ઉપરાંત સ્ત્રીઓ પણ મનાવે છે. તેઓ દેરો વાદ્ય બનાવવા માટે મોટું માટલું ખરીદે છે. માટલાના મોઢાને સાગના પાંદડાંથી બાંધી દે છે. વચ્ચે કાણું પાડીને મોરનું પીછું બાંધે છે. મોરપીંછને પાણી લગાડી ખેંચવાથી વાઘની ગર્જના જેવો અવાજ નીકળે છે. દેરો વાદ્ય વગાડીને સ્ત્રીઓ દેરાના ગીતો ગાય છે. દેરાની ફરતે કંકુથી દેવીદેવતાઓ અને ડુંગરગઢના ચિત્રો દોરે છે. દેરો બાંધવાની શરુઆત ડુંગરદેવીઓએ કરેલી, એવી કથા વરલીઓમાં

પ્રચલિત છે.

ચર્મવાદ્ય

વારલીઓ માદળવાદ્ય સાગના લાકડામાંથી બનાવે છે. આ વાદ્ય બનાવવા માટે સુથાર અને જુવાનિયાઓ મદદ કરે છે. સૌથી પહેલાં સુથાર લાકડાનો યોગ્ય માપ લઈને કાપે છે. જુવાનિયાઓ કોસથી કોતરને લાકડાંને પોલાણ કરે છે. તેઓ ખાટકી પાસેથી બકરાંનું ચામડું ખરીદે છે. ચામડાંને બે-ત્રણ દિવસ તડકામાં સુકવે છે. ચમાર (મોચી) ચામડાને માદળ પર ચઢાવે છે. માદળ બની ગયા પછી વાદ્યનો માલિક પૂજા કરે છે. નાળિયેર, અગરબતી, ફૂલ ચઢાવીને પછી જ માદળવાદ્ય વગાડે છે. આ વાદ્યની લંબાઈ છત્રીસથી ચાળીસ ઈંચની હોય છે.

માદળના કિનારા પર કોતી(એક પ્રકારનું મધ)નું મીણ લગાડે છે. આ વાદ્યનો સળંગ આકાર છે. ડાંગી આદિવાસી કલાકારો માદળને કમર પાસે બાંધીને નાચતાં નાચતાં વગાડે છે. વારે તહેવારે માદળનો માલિક પૂજા કરે છે. કોઈ પણ પ્રસંગમાં વગાડતાં પહેલાં માદળની આરતી ઉતારીને પછી જ વગાડે છે. તેને ખાસ કરીને હળદર અને ફૂલ ચડે છે. વારલીઓની માન્યતા છે કે માદળમાં ભવાનીમાતાનો વાસ હોવાથી વગાડતાં પહેલાં તેની પૂજા કરે છે. આમ, વારલી આદિવાસીઓ માદળ વાદ્યને દેવની જેમ પૂજા કરીને સત્કારે છે.

**નગારું :**

નગારું ધાતુમાંથી બનાવે છે. પાતળી ગાંઠવાળી દાંડીથી તે વગાડે છે. નગારાના ધાતુમાં રણકારનો નાદ હોય છે. મોટા નગારા જમીન પર ટેકવીને વગાડાય છે. નાના નગારાને હરતાં ફરતાં વગાડવાનું હોય ત્યારે દોરડું બાધીને પીઠ પર મુકીને વગાડે છે. ડાંગના વારલી સમાજમાં લગ્ન અને મરણ પ્રસંગે નગારું વગાડે છે.

**ઢોલકી(ઢોલક) :**

ડાંગના વારલીઓ સીસમ, આંબો અથવા સાગના લાકડાંમાથી ઢોલકી બનાવે છે. આ વાદ્યનો પ્રચાર વિશેષ છે. ઢોલકી બનાવવા માટે જુવાનિયાઓ લાકડું કાપવા અને કોતરવા માટે મદદ કરે છે. તેને બકરાનું કે ઢોરનું ચામડું ચઢાવે છે. ઉપરથી લોખંડની કડીઓ ગોઠવે છે. ચામડાને અંદરના ભાગે વગાડવાની જગ્યાએ મધનું મીણ ચોપડે છે. ઢોલકને દોરીથી ખેચીને બાંધે છે. સમાજના પ્રસંગોમાં ઢોલકી કમરમાં ભરાવીને કે ગળામાં ભરાવીને વગાડે છે. વારલીઓ ખાસ કરીને તમાશા, ઠાકર્યાનૃત્ય, ઘેરૈયાનૃત્ય અને કહાળ્યાનૃત્યમાં ઢોલકી વગાડે છે. કોઈ પણ પ્રસંગમાં વગાડતાં પહેલાં તેની પૂજા કરે છે. ઢોલકીનો માલિક પોતે વગાડે છે અને સાચવે છે.

ડાંગમાં વસતા વારલીઓ વાદ્યો બહારથી ખરીદતા નથી. પરંતુ વિવિધ પ્રકારના લાકડાં અને ગાય, બળદ, બકરી જેવા પાલતુ પશુઓનાં ચામડામાંથી વાદ્ય બનાવે છે. તેમાંથી વાદ્ય બનાવે છે. મોર, મેના,

પોપટ અને તેતર જેવા નયનરમ્ય પક્ષીઓના પીંછાથી વાદ્યને સજાવે છે.

નૃત્ય :

નૃત્યના સમયે ડાંગી આદિવાસીઓ જાતિ વચ્ચે કોઈ ભેદભાવ રાખતા નથી. તેઓ કુંકણા, વારલી કે ભીલ આવા સંકુચિત જાતીય ભેદભાવ રાખતા નથી. કેટલીક વાર નાચતાં નાચતાં ઝઘડા થયા હોય, મારા-મારી થઈ હોય અને પોલીસ થાણામાં ફરિયાદ નોંધાયેલી હોય તેવા સમયે રાત્રે ઢોલકનો અવાજ સાંભળતાં જ બુમ પાડશે કે ભાવડ નાચકામલા યેવલા કાય? કહીને જેની સાથે ઝઘડો થયો હોય તેની સાથે વર્તુળમાં હાથમાં હાથ મિલાવી ઝઘડાને ભુલીને આનંદથી નાચવા લાગે છે. નૃત્યમાં જ ઝઘડાનું સમાધાન થઈ જાય છે. આમ, વાદ્ય વિના ડાંગી નૃત્યો અશક્ય જ છે. વાદ્ય અને નૃત્ય વચ્ચેનો પરસ્પર સંબંધ આત્મા અને શરીર જેવો છે.

**ભાયાનૃત્ય (ડુંગરદેવ નૃત્ય) :**

ડાકર્યાનૃત્યની જેમ જ ભાયાનૃત્ય દેવનૃત્ય છે. ડુંગરદેવની પૂજા વખતે આ નૃત્ય નાચે છે. આ નૃત્યને પવિત્ર માનવામાં આવે છે, તેથી સ્નાન કર્યા સિવાય આ નૃત્યમાં કોઈ જોડાઈ શકે નહિ. આ નૃત્યમાં ભાગ લેનાર વ્યક્તિએ ઉપવાસ કરીને એક જ વાર જમવું પડે છે. આ નૃત્યમાં દૂધીની બનાવેલી પાવરી વગાડે છે. દરેક નાચવાવાળા પાસે લાકડી અને રૂમાલ હોય છે. નાચતી વખતે દેવપૂજાના ગીતો ગાવામાં આવે છે. ડુંગર પર વસનાર દેવદેવીઓની નામની ગર્જના કરીને નાચે છે. ડાંગના આદિવાસીઓનો પ્રખ્યાત તહેવાર

ડુંગરદેવ વખતે આ નૃત્ય કરવામાં આવે છે.

ડાંગના આદિવાસીઓ કેવળ મનોરંજન માટે જ નાચતા નથી, પરંતુ નૃત્ય એ તેમની જીવનશૈલીનું એક અવિભાજ્ય અંગ છે. વિકટ પરિસ્થિતિ સાથે લડત આપવાની વૃત્તિ, કુદરત સાથે આદર તેમજ નિષ્પાપ જીવનનો ખ્યાલ, આદિવાસી નૃત્ય દ્વારા આપણને સારી રીતે જાણકારી મળી રહે છે.

નૃત્યમાં ઢોલકનો ઉપયોગ અત્યંત મહત્વનો ભાગ ભજવે છે. ઢોલકની થાપ પરથી ચાળો બદલાય છે. જેમ જેમ ચાળા બદલાય તેમ તેમ નૃત્યની રોનક વધે છે. આ નૃત્યમાં ભગતો, પુરૂષો, યુવાનો અને બાળકો ભાગ લેતા હોય છે. આ નૃત્યમાં સ્ત્રીઓ જોડાઈ શકતી નથી.

**ડાંગ દરબાર**

હોળીના મહાન પર્વમાં એક બીજુ ઉપપર્વ છે. તે છે હોળીના તહેવાર દરમિયાન યોજાતો ડાંગ દરબાર

ઈ.સ. ૧૮૪૨ સુધી ડાંગી ભીલ રાજા અને નાયકો રાજ્ય કરતા હતા. ઈ.સ. ૧૮૪૨માં ડાંગના જંગલના પટ્ટાઓ બ્રિટિશોને આપવામાં આવ્યા. આ પટ્ટાઓ અન્વયે જંગલના અધિકારપત્રો પણ ભીલ રાજાઓને આબકારી હક્કો તેમજ હળપટ્ટીના રૂપમાં જમીન મહેસુલ ઢોર માટે ઘાસ ચારાની તથા બીજી પેશ્વાઈ ભથ્થાની વાર્ષિક રકમ રાજાઓના પોતપોતાના રાજ્યના આજુબાજુના વિસ્તારમાંથી તથા બ્રિટિશ પ્રદેશમાંથી મળતી હતી. આ અસલી રકમ દર વર્ષે રાજા નાયકો તેમના ભાઈ બંધુઓ તથા ડાંગી લોકોનો દરબાર ભરીને બ્રિટિશ હકૂમત તરફથી રાજાઓને એનાયત કરવામાં આવતી.

દરબાર યોજવા પાછળનો બ્રિટિશોનો મુખ્ય આશય એવો છે કે ડાંગી રાજા નાયકો તથા પ્રજા એક જગ્યાએ એકત્ર થાય અને બ્રિટિશ સત્તા માટે સદ્ભાવ અને વ્યવહારની ભાવના કેળવે.

આજથી લગભગ ૧૦૦ વર્ષ પહેલાં કાગળ પત્રોના અભ્યાસ પરથી દરબારનો પ્રસંગ વિશિષ્ટ રીતે ઉજવવામાં આવતો હતો એમ જણાય છે. તે વખતે રાજાઓ, નાયકો તથા તેમના ભાઈબંધો રંગબેરંગી પોષાકમાં આવતા હતા અને બે-ત્રણ દિવસ દરબારના મેળાનો આનંદ મનાવતા હતા.

તે વખતના રાજાઓ તથા નાયકો, બ્રિટિશ પોલિટિકલ એજન્ટોના હાથે સાલીયાણું મેળવવું એ ઘણું માન ભર્યુ સમજતા હતા.

ઈ.સ. ૧૮૭૬-૭૭માં રાણી વિકટોરિયાનો ભારતના મહારાણી તરીકે રાજ્યાભિષેક થયો. તે પ્રસંગે ધુળિયામાં દરબાર યોજવામાં આવેલો. તે પછી પીપળનેર, પિપલાઈદેવી અને શીરવાડામાં યોજવામાં આવ્યો હતો.

ઈ.સ. ૧૯૦૦ના મે માસમાં આ દરબાર વઘઈ ખાતે યોજવામાં આવેલો. ભવિષ્યમાં દરબાર વઘઈ ખાતે ભરવાનું સને ૧૯૦૪માં નક્કી કરવામાં આવ્યું હતું, પરંતુ પાછળથી આ દરબાર આહવા ખાતે ભરવાનું નક્કી કરવામાં આવ્યું.

આ દરબાર વખતે રાજાઓને જંગલ સબસીડી અને શિરપાવ આપવામાં આવતો. નાયકો તથા પોલીસ પટેલોને પણ આગ નિવારણ તથા જંગલ ખાતાની ઉપયોગી સેવા કરવા બદલ એક બંદુક બક્ષિસમાં આપવામાં આવી હતી. તેજ વરસમાં સારી જાતના પાક માટે કેટલાક પોલીસ પટેલોને કદરરૂપે ચાંદીના કડાં

બક્ષિસ તરીકે આપવામાં આવ્યા હતા. ઈ.સ. ૧૯૧૧માં ચીચલી ગડદના નાયકને બ્રિટીશ સરકારપ્રતિ વફાદાર રહેવા બદલ સોનાની વીંટી (અંગુઠી) આપવામાં આવી હતી. ઈ.સ. ૧૯૧૩ના દરબારમાં લોકો ઘણી મોટી સંખ્યામાં હાજર રહ્યાં હતા. આ દરબાર વખતે ગાઢવી, પીંપરી, દહેજ, ચીંચલી કિરલી તથા વાસુરણાના રાજાઓ તથા ગાઢવી રાજાના કુટુંબના વયોવૃદ્ધ આસામીને દિલ્હી દરબાર તરફથી ચંદ્રકો એનાયત કરાયા હતા. તેમ છતાં ઈ.સ. ૧૯૧૪માં ભીલ રાજાઓ તથા નાયકોએ બ્રિટીશ રાજ્ય હકૂમત સામે બળવો પોકાર્યો હતો. પરંતુ તેમાં રાજાઓ ફાવ્યા નહીં. ઈ.સ. ૧૯૧૫માં દરબાર વખતે જે રાજાઓ અને નાયકોએ બળવામાં ભાગ લીધો હતો. તેમને દંડ કરવામાં આવ્યું છે. જેમણે ભાગ ન લીધો તેમને ચાંદીના ઘરેણાં અને રોકડ રકમ આપી તેમનું સન્માન કરવામાં આવ્યું હતું. ત્યાર પછી દરબાર કોઈ પણ વિઘ્ન વિના ભરવામાં આવતો.

ઈ.સ.૧૯૩૫માં ભરાયેલા દરબાર વિશિષ્ટ પ્રકારનો હતો. આ દરબાર ખાસ મહોત્સવ દરબાર તરીકે ઉજવવામાં આવ્યો હતો. આ દરબારમાં રોકડ રકમ અને શિરપાવની વહેંચણી કરવામાં આવી. ઈ.સ. ૧૯૪૭ સુધીમાં ત્રણ વખત આહવામાં દરબાર યોજાયો હતો.

ઈ.સ. ૧૯૪૮માં ડાંગનું વિલિનીકરણ થયું, છતાં દરબાર પ્રતિ વર્ષ નિયમિત ભરવામાં આવતો. પરંતુ ઈ.સ. ૧૯૫૪થી મુંબઈ સરકારે રાજા નાયકો અને ભાઉબંધોને પેશગી આપવાની પ્રથામાં ફેરફાર કરી તેમના મૂળ હક્કોના બદલામાં તેમને વશંપરંપરાગત પોલિટિકલ પેન્શન આપવાનું નક્કી કર્યુ. અગાઉથી

યોજાતો આવેલ દરબાર વખતે પેન્શન આપવાનો ખાસ પ્રસંગ આજે પણ દરબાર વખતે યોજાય છે. ઈ.સ. ૧૯૫૪થી આજ સુધીમાં દરબાર આહવા ખાતે જ યોજવામાં આવે છે.

દરબાર ચાલુ થાય તે પહેલાં પાંચથી છ દિવસ અગાઉથી બજાર(હાટ) ભરવાનું ચાલુ થાય છે. જેમાં ડાંગી પ્રજા રોજબરોજની ચીજવસ્તુઓ ખરીદે છે. દરબારમાં લગભગ પચીસથી ત્રીસ હજાર આદિવાસીઓ ભાગ લે છે.

## સાહિત્ય

### વાર્તા : મોહવાસી દારુ

યેક સુનાં વન હતાં. યે સુનેવનલા પોપોટ, વાગ અની ગધળ રહ હતાત.

તેહની પકી દોસ્તી. જેવ જાત તેવ હારી જ હિંડત. ચરુલા જેને તેને રાનલા જાત. માગુન ત્યા યેક જાગા વર ગોળા હુયત. ઈસાં કરત યેક દિસ ગધળ અજેરી પળના. બીમારીને કારની ગધળ મરી ગયા.

સુનેવનલા તેહી મસાન બનવી. તે ગધળલા તેહી ખાળા પાસી લી થેવા. માગુન પોપોટ સાંગુલા લાગના, આપલે યે ગધળ વર કાંહી રોપી દેવ, ઈસાં સાંગીન તો બી ગવસુલા ગ્યા. તો ઝાળીલા હિંડના પન કાસનાં જ બી નીહી સાપળીલ. સેલ્લવર તેલા યેક ટોળબી સાપળની. તી ટોળબી લીન તો ગધળને મસાન પાસી ગ્યા. વાગ સોદુલા લાગના કાસનાં બી લયનાસ ?

પોપોટ સાંગ, માલા કાંસનાં જ બી નીહી સાપળીલ પન યેક ટોળબી મીળની. તી માં લી આનાંહાંવ. માગુન તેહી ખાળા ખનીની તેમાં ગધળલા બુજી દીદાં. તેને વર મુહુની ટોળબી ઠાની દીધી.

પાની વરસના તાહાં તીં બી ઉંગી નીગનાં. જીસા જીસા દિસ નીગત જાત તીસા તીસા તો મુહુ વાળુલા લાગના. યેક દિસ કરતા દોન દિસ કરતા મુહુનાં ઝાળ વાળનાં. તો મુહુનાં ઝાળ બારીક જ હતાં પન તેલા પકાં મોહવાં પળત. ત્યા દોની દોસ્તાર મોહવાં ઈચી ઈચીન તેહી વાળત ટાકાંત.

તેહી ઈચાર કરાં કાય યે મોહવાને ફૂલાસા આપલે કાય કરું ? કોનાલા તરી શોદું કાય યે કાય કામ દેતાં હાં ? તેહાંલા યેક દિસ કાળેભુત મીળના. તેલા તેહી સાંગા કાય આમા પાસી યેક વસ્તુ આહા, તેના કાય કરુલા તી માહિત નીહી પળઅ ? માગુન તેહી કાળે ભુતલા તે મોહવાં દાખવાંત. કાળે ભૂતની ઘાઘરમાં મોહવાં થેવીન વરહુન પાની ઉભરી દીદાં.

તીન- ચેર દિસ માગુન તેહી સુનેવનને નયલા દારુ ધગવુલા ભટી કય. જરાક વાર રહીન દારુ પળુલા લાગની. પોપોટ ઝાળવર બીસીન મનમાં ઈચાર કરઅ કાય યી દારુ જ કીસીક લાગ હવી ?

કાળેભુત દારુ બનવીન ઝાળીમાં પોળસનાં પાનાં લેવલા ગ્યા. દોન જન તેલા પકા વાટ હેરત. માગુન કાળેભુત પોળસનાં પાના લી આના. કાળેભુત દારુ વાટુલા લાગના. તીની જન બીસીન દારુ પેવલા લાગનાત. પુળઅ ત વાંય વાંય પી હેરનાત. તીસાં કરત કરત માજ ચળઅ હોળીક દારુ પીનાત તાંવત અખાજન પોપોટને ગત બોલુલા લાગનાત. દારુના ચવ તેહાલા બેસ લાગના. ત્યા પકા જ પેવલા લાગનાત. તેહાલા પકા માજ ચળના.

માગુન ત ત્યાં વાગને ગત આરડત.

પકા માજ ચળના તાહાં ત્યાં જો તો જ દારુ કાળીન પેવલા લાગનાત. માગુન તેહી પકી દારુ પીદી. અખા સુદ ભુલી ગ્યાત. ત્યા જઠ તઠ જ નીજી ગ્યાત.

માંગુન ત ત્યાં ગધળ સારકા લોઅત.

યે દારુની ગોઠ જ ઈસી આહા. પોપોટ, વાગ અની ગધળ યે તીનીસી સાળ દારુળે માનુષમાં આહા.

(આ વાર્તામાં દારુની ઉત્પતિની વાત છે. પોપટ, વાઘ અને ગધેડો આ ત્રણેયના લક્ષણો દારુડિયા માણસમાં જોવા મળે છે.)

**ધવળાગીરની દારકા**

મહાદેવ યે જુગના મોઠામાં મોઠા દેવ આહા. તો ધવળાગીરને દારકાલા રહહ. યે ધવળાગીર વર સૂરેતળાવ અની ફળીબારવાં આહા. સૂરેતળાવમાં મહાદેવ દિનાયલા આંગળુલા જાય. મહાદેવ આંગુળ પાંગુળ કરીસન કંબરલા ધોતિર નેસી લીના, આંગમાં ઝગાં પોવી લીદાં, ડોકીલા મોખવલી ટોપી પોવી લીદી, હાતમાં વાજાળુ કાઠી ધરી, કાખમાં બટવાં ટાકી લીદાં માગુન મહાદેવ તેને કામલા નીંગના. મહાદેવ સાત પાયરી ઉતરી સાત ખંડકાશી અન દાહાખંડ ધરતી તપાસહઅ. તો મનવીલા સાયે કરહ.

મહાદેવ દેવદારકાલા ભગવાનની કચરીલા ગ્યા. જીસી મનવીને સાટી કચરી આહા, તીસી દેવાસી પન કચરી આહા. મહાદેવ દેવાસી સભાલા બીસીન કાયદે બોલહ. સેહ્ય અખે દેવાસી ઈચારાં કાય મહાદેવલા

પાની ભરુલા, ભાનસ કરુલા કોની નીહી. યેકલે પરાને ધવળાગીર વર રહહ. મગઅ સારા દેવ સાંગુલા લાગનાત કાય જ તું યેખલા રહસ તેને કરત સંગતી કરી લે. તેને માગુન કચરીના હુકુમ હુયના. સભાના વખત પુરા હુયના, દેવાસી ગોઠ પુરી હુયની, તાહાં મહાદેવ પાસા ધવળેગીરલા નીંગી ગ્યા.

દેવાસી ગોઠ આયકી મહાદેવ ઈચારમાં પળના. માગુન તો ખાવલા બનવીઅન ખાય-પીઅન નીજી ગ્યા. સકાળનાં કોંબળાની બાન ઠોકાં, સૂરેની બાન સોળાં, મહાદેવ ઉઠીઅન સૂરેતળાવમાં આંગુળ કરુલા ગ્યા. સકાળનાં રામ પાહારલા સખાદુર્જન હાતીધરીઅન સાતી પાયરીલા ઉબા રહના. સાતખંડકાશી અન દાહાખંડ ધરતી તપાસહ. તેમાં બાયકોની સોદ કાળુલા લાગના.

ધનાગવળી અન રેવેગવળી તે દોની ભાવુસ. ધનાગવળીની પોસી પારાબતીલા સખાદુર્જનમાં મહાદેવની હેરાં. પારાબતી મહાદેવલા ગમી ગય.

માગુન મહાદેવની યેક ગોઠની ગોઠવન કરી. મહાદેવની યેક મંતર બોલાં. તો મંતર ધનાગવળીને મુખમાં ભરાયજી ગ્યા. તાહાં ધનાગવળીલા દુઃખી ચાલુ હુયની. માગુન મહાદેવની ધનાગવળી અન રેવેગવળીને રાજમાં ચાલ ધરી. હિંડતાં હિંડતાં મહાદેવ ધનાગવળીને રાજમાં નીંગી આના. તઠ મહાદેવલા ખબર મીળની કાય જ ધનાગવળીલા દુઃખી આહા. મહાદેવ લગેજ ધનાગવળી પાસીં પોહચી ગ્યા. જાઈની સોદુલા લાગના કાય યી દુઃખી તુલા કદીસહુન હુયનીહી ? યે દુઃખીકન તું મરી જાવલા આહાસ. તુલા સુદારીલ તેલા કાય દેસી ? ધનાગવળી સાંગુલા લાગના, યી દુઃખી સુદારીલ તેલા જીં લાગઅ તીં માં દીન.

મહાદેવની કનસરીના દાના હાતમાં લીદાત અન વીદી બોલના. તે કનસરીના દાના ધનાગવળીલા

ખાવાળી દીદાત. તાહાં ધનાગવળી સુદરી ગ્યા. માગુન મહાદેવની સાંગાં કાય જ માલા લાગઅ તીં દે.

ધનાગવળીની કનસરી, પૈસા કાળાત. મહાદેવ સાંગઅ માલા કનસરી, પૈસા નીહી પાયજત.

તુલા માં ઢોરાં દેહે.

માલા યીહી નીહી પાયજ.

ધનાગવળી અખાંજ દી હેરના પન મહાદેવ ના પાડહ. સેલ્લ ધનાગવળીની સાંગાં કાય જ માનાં અરદાં રાજ તુલા દેહે. તરી પન મહાદેવ લેવલા ના પાડહ. ધનાગવળી ઈચારમાં પળી ગ્યા. આતાં જ યેલા કાય દેંવ? ધનાગવળીની મહાદેવલા સાંગાં, તુલા કાય પાયજહ તીં આતાં તું જ સાંગ. માગુન મહાદેવની સાંગાં કાય જ માલા તુની પોસી પારાબતી પાયજહ. યી ગોઠ ધનાગવળીલા પન પટની. માગુન તેની પારાબતીલા મહાદેવને સંગ લાવી દીદાં. મહાદેવ અન પારાબતી ધવળાગીરલા નીંગીં ગ્યાંત.

મહાદેવ ધરતી વર રોજની તપાસ કરહ. સાતખંડ કાશી અન દાહાખંડ ધરતી તેલા સોપેલ આહા. મહાદેવ પાટિલ આહા અન નારનદેવ કારભારી આહા. યે જુગને સારે પુરુથવી વર તે ફીરી વળતાહા. ચીળી મુંગીલા ચારા દેતાહા. ભૂય વર સારે જીવલા તો જગુની યેવસ્થા કરહ. મનવી જીવલા યે દેવના આશિર્વાદ આહા.

(વારલીઓની કથાઓમાં મહાદેવનું વિશિષ્ટ પાત્ર તરીકે આવે છે. ધવળાગીરની દારકા વાર્તામાં મહાદેવ સામાન્ય માનવી જેવો વર્ણવાયો છે. સમગ્ર જીવસૃષ્ટિનું તે પાલનપોષણ કરે છે, એવું વારલીઓ માને છે. )

**વારલી ગીતો :**

વારલી આદિવાસી લોકજીવનમાં ગીત એ મહત્વનું સ્થાન ધરાવે છે. તેઓ તહેવારો અને ઉત્સવોનો નાચગાન સાથે ઉંમગથી ઉજવે છે. તેમના ઉત્સવો અને તહેવારોમાં નૃત્યનો પણ સમાવેશ થાય છે. તેથી વારલી આદિવાસીઓ વિવિધ તહેવારો, ઉત્સવો અને તેમના નૃત્યનાં ગીતો જાણીતા છે. જેમકે હોળીનાં ગીતો, વાઘબારસનાં ગીતો, અખાત્રીજના ગીતો. તમાસા (નાટકમંડળી)નાં ગીતો, લગ્નગીતો, ભાયા(ડુંગરદેવ) નૃત્યનાં ગીત, માદળ(મૃદળ આકારનું વાદ્ય)નૃત્યનાં ગીતો અને ઠાકર્યાનૃત્યના ગીતો સમગ્ર વારલીમાં પ્રચલિત છે. આ વારલીલોકોનું સંગીત પહેલાના સમયથી ઉત્સવો અને તહેવારો સાથે જોડાયેલું છે અને તેના સૂરો આખા વારલી સમાજમાં ગુંજે છે. આ વિવિધ પ્રકારના ગીતોનો અહીં વિસ્તાર પૂર્વક ઉલ્લેખ કર્યો છે.

**હોળીના ગીતો :**

વારલી આદિવાસીઓનો પ્રિય તહેવાર હોળી છે. આ તહેવાર ફાગણ સુદ પુનમના દિવસે આવે છે એ ફાગણ સુદ પુનમના દિવસથી શરૂ કરીને રંગપંચમી સુધી ધામધૂમથી ઉજવવામાં આવે છે. ફાગણ સુદ પુનમના દિવસે હોળીના ગીતો ગવાય છે. સામાન્ય રીતે આ ગીતો આખા ડાંગમાં એક જ રાગઢાળમાં ગાવામાં આવે છે.

ફાગણ સુદ પુનમના દિવસે ગામની સ્ત્રીઓ ભેગી મળીને ચંદ્રના અજવાળામાં ગીતો ગાતા ગાતા

હોળી પાસે જાય છે. તે ગીતો નીચે પ્રમાણે છે.

કોનચે મિહને આલી હોયીબાય,
કોનચે મિહને આલી,
ફાગુન મિહને આલી હોયીબાય,
ફાગુન મિહને આલી,
કાય કાય ભેટ લેસી હોયીબાય,
કાય કાય ભેટ લેસી,
ખાંભ ભેટ લેસી હોયીબાય,
ખાંભ ભેટ લેસી,
કાય કાય ભેટ લેસી હોયીબાય,
કાય કાય ભેટ લેસી,
ફાપર ભેટ લેસી હોયીબાય,
ફાપર ભેટ લેસી,
કાય કાય ભેટ લેસી હોયીબાય,
કાય કાય ભેટ લેસી,
વાટી ભેટ લેસી હોયીબાય,

વાટી ભેટ લેસી,
કાય કાય ભેટ લેસી હોયીબાય,
કાય કાય ભેટ લેસી,
નારેળ ભેટ લેસી હોયીબાય,
નારેળ ભેટ લેસી,
કોનચે મિહને આલી હોયીબાય,
કોનચે મિહને આલી,
ફાગુન મિહને આલી હોયીબાય,
ફાગુન મિહને આલી.

પ્રસ્તુત ગીતમાં વારલી લોકોની પરંપરાનું વર્ણન કરવામાં આવ્યું છે. તેઓ હોળીને બહેન શબ્દથી સંબોધે છે અને થાંભલા, લાકડાં, નારિયેળ અને કોપરું વગેરે હોળીબહેનને ભેટમાં આપે છે. આ ઉપરાંત તેઓ હોળીની પ્રદક્ષિણા કરીને પુજા કરે છે.

વારલી આદિવાસી લોકો મુહૂર્ત જોઈને હોળી સળગાવે છે. હોળી સળગાવતાં પહેલાં વાજિંત્રો વગાડીને ગીત ગાતાં ગાતાં હોળીનાં ફરતે પાંચ ફેરા ફરવાના હોય છે. આ સમયે નાચતાં નાચતાં નીચેનું ગીત ગાય છે.

હોયીબાય તું ભોળી વ,
પહિલા ખાંબ ચળાવતો,
હોયીબાય તું ભોળી વ,
પહિલા ફાપર ચળાવતો,
હોયીબાય તું ભોળી વ,
પહિલા પાપળ ચળાવતો,
હોયીબાય તું ભોળી વ,
પહિલા નારેળ ચળાવતો,
હોયીબાય તું ભોળી વ,
પહિલા શીતર ચળાવતો.

વારલીઓમાં હોળીનાં ગીતો ખૂબ જ ઓછી સંખ્યામાં છે અને જે ગીતો છે તે વારલી લોકસાહિત્યમાં પ્રસિધ્ધ છે. આ ગીતોમાં આનંદ, ઉત્સાહ અને ભક્તિભાવના વ્યક્ત થાય છે. વારલી સમાજમાં સામાજિક તહેવારોનો પ્રભાવ મહત્વનો રહ્યો છે. અન્ય સમાજની જેમ તેમના રીતરિવાજો અને સંસ્કાર ખીલી ઉઠયા છે. આમ, વારલી પ્રજા હોળીનાં તહેવારને આનંદ, ઉમંગથી ઉજવે છે.

**અખાત્રીજનાં ગીતો :**

વૈશાખ સુદ ત્રીજને વારલી આદિવાસીઓ અખાત્રીજ કહે છે. આ તહેવાર વખતે વારલીઓ હોળી વખતની જેમ મસ્તીમાં જોવા મળતા નથી, કારણ કે ચોમાસું કેવું જશે ? તેની ચિંતામાં તેઓ હોય છે. આ તહેવાર ડાંગમાં ખાસ કરીને કુનબીઓ વધારે ઉજવે છે, પરંતુ વારલી જાતિમાં પણ ગૌરાઈ પૂજન એ અગત્યની અને મહત્વની પૂજા મનાય છે. ટોપલીમાં પાંચ ધાન્ય એટલે કે ઘંઉ, મકાઈ, ડાંગર, નાગલી, અડદ વગેરેની વાવણી કરીને ઘરના એક ખૂણામાં ઢાંકી રાખવામાં આવે છે. વારલી લોકો તેને ગૌરાઈ(જવારા) કહે છે. કુમારિકાઓ સવાર-સાંજ ગૌરાઈને પાણી છાંટે છે. ગામની સ્ત્રીઓ રોજ રાત્રે ગૌરાઈ પાસે બેસીને ગીતો ગાયે છે. આ તહેવાર ખેડૂતોનો છે, તેથી મુખ્યત્વે વાવણી વિશેના ગીતો ગાયે છે. નીચેનું ગીત ડાંગના દરેક ગામડાંઓમાં પ્રચલિત છે.

આના વ નાગર ખેળા વ ભુયે બાઈ,
ખેળા વ ભુયે,
આનાં વ એળુંસેળુ ધાનાં,
બાઈ પીરા વ ધાનાં,
આનાં વ ગંગાપાની,
બાઈ સીપા વ ધાનાં,
તીં ધાનાં સુળફુટ ઝાલા,

બાઈ સુળફૂટ ઝાલા વ,
તે ધાનાલા યેક જ પાન બાઈ યેક જ પાન,
તે ધાનાલા દોન પાનાં બાઈ દોન પાનાં,
તે ધાનાલા તીન પાનાં બાઈ તીન પાનાં,
તે ધાનાલા ચેર પાનાં બાઈ ચેર પાનાં,
તે ધાનાલા પાંચ પાનાં બાઈ પાંચ પાનાં,
તે ધાનાલા સવ પાનાં બાઈ સવ પાનાં,
તે ધાનાલા સાત પાનાં બાઈ સાત પાનાં,
તે ધાનાલા આઠ પાનાં બાઈ આઠ પાનાં,
તે ધાનાલા નવ પાનાં બાઈ નવ પાનાં,
તે ધાનાલા દાહા પાનાં બાઈ દાહા પાનાં,
તે ધાનાલા અગેર પાનાં બાઈ અગેર પાનાં,
તે ધાનાલાર બારા પાનાં બાઈ બારા પાનાં,
તે ધાનાલા તેરા પાનાં બાઈ તેરા પાનાં,
તે ધાનાલા ચવદા પાનાં બાઈ ચવદા પાનાં,
તે ધાનાલા પંદરા પાનાં બાઈ પંદરા પાનાં,

તે ધાનાલા સોળા પાનાં બાઈ સોળા પાનાં,
તે ધાનાલા સોળે બોળે બાઈ સોળે બોળે,
તી ધાનાં મીંડે ગાયની ખાદલા બાઇ મીંડે ગાયની ખાદલા,
મીંડે ગાયલા પહલા યેતે બાઈ પહલા યેતે,
પહલા યેતે બાઇ ચીલારે કાટે બાઈ ચીલારે કાટે,
ચીલારે કાટેલા હારડા ડોલઅ બાઈ હારડા ડોલઅ,
ડોલત ડોલત ગેલે યેશી બાઈ ગેલે યેસી.

આ ગીતમાં હળ, જમીન અને વિવિધ પ્રકારનાં ધાન્યની વાત કરવામાં આવી છે. ત્યાર પછી ધાન્ય જેમ જેમ મોટું થાય છે, તે પ્રમાણે ગૌરાઈ (જવારા)ને સોળ પાંદડાં સુધી વર્ણવે છે. વારલીઓ જવારા વાવીને ખેતીની ખાતરી કરે છે. ટોપલીમાં વાવેલું ધાન્ય ઘટ ઉગશે તો ખેતી માટે સારો વરસાદ પડશે, એવી માન્યતા છે. ટોપલીમાં જવારાની વાવણી કર્યા બાદ આઠમાં દિવસે જવારા વિસર્જન આવે છે. પંરતુ તે દિવસે અક્ષયતૃતીયા આવે તો નવમે દિવસે જવારા વિસર્જન કરે છે. તે દિવસે પાંચ ધાન્યની વાવણી કરેલી ટોપલીના મધ્યભાગમાં ઝાડની ડાળીનું ટીપરું ખોસી તેને કંકુનો ચાંદલો કરીને સ્ત્રીઓ પુજા કરે છે. ત્યાર પછી ગામની સ્ત્રીઓ ભેગી મળીને જવારાને નદીમાં ડુબાડવા લઈ જાય છે. ડુબાડતી વખતે જવારાની ટોપલી પાંચ વખત નદીમાં ડુબાડીને કાઠે મુકે છે. તેનું વર્ણન નીચેના ગીતમાં છે.

પાંચ વાર બુળલી વ બાય,
પાંચ વાર બુળલી,
બુળલી તસી ઉઠલી વ બાય,
બુળલી તસી ઉઠલી,
પાંચ વાર બુળલી વ બાય,
પાંચ વાર બુળલી.

આ ગીતમાં જવારા વિસર્જનનું સ્પષ્ટ ચિત્ર જોવા મળે છે. છેલ્લી કડીમાં ગાવામાં આવ્યું છે કે વરસાદ પડયા પછી ખેતી રૂપે તે ફરીથી ઉગે છે, એવી શ્રધ્ધાથી વારલી સ્ત્રીઓ અખાત્રીજ તહેવારનાં ગીતો ગાય છે. આ તહેવારની ઉજવણીમાં મોટે ભાગે સ્ત્રીઓનો મુખ્ય ફાળો રહેલો છે. તેઓ ગીતોનાં ગુંજન સાથે અતિઉત્સાહથી અખાત્રીજના તહેવારની ઉજવણી કરે છે.

**વાઘબારસનાં ગીતો**

આસો વદ બારસના દિવસે વારલી લોકો વાઘદેવની પૂજા કરે છે. આ તહેવાર પુરૂષો ઉપરાંત સ્ત્રીઓ પણ ઉજવે છે. સ્ત્રીઓ મોટું માટલું ખરીદીને મોઢાને સાગના પાંદડાથી બાંધે છે. તેમાં વચ્ચે કાણુ પાડીને મોરનું પીછું બાધે છે. મોરપીંછને પાણી લગાડી ખેંચવાથી વાઘની ગર્જના જેવો અવાજ આવે છે. તે અવાજ સાથે સ્ત્રીઓ વાઘબારસનાં ગીતો ગાય છે. વાઘ બારસનાં ગીતોમાં ધાર્મિક ભાવના પ્રગટ થાય છે.

ધરતીમાતાચા માન વ બાયી,
ધરતીમાતાચા માન વ,
ધરતી જ ઝાલી વ બાયી,
ધરતી જ ઝાલી વ,
યેની કોદાઈ લીદી વ બાયી,
યેની કોદાઈ લીદી વ,
યેની માટી જ ખની વ બાયી,
યેની માટી જ ખની વ,
યેની ચિકાર માટી ખની વ બાયી,
યેની ચિકાર માટી ખની વ,
યેની માટી ઘરઅ લયી વ બાયી,
યેની માટી લયી વ,
યેની કોરાં પાની લયાં વ બાયી,
યેની કોરાં પાની લયાં વ,
યેની માટી ખુંદી વ બાયી,
યેની માટી ખુંધી વ,

યેની ગોઆ બનવા વ બાયી,
યેની ગોઆ બનવા વ,
ગોઆ મળવટ વર થેવા વ બાયે,
ગોઆ મળવટ વર થેવા વ,
મળવટ ફીરું જ લાગ વ બાયી,
મળવટ ફીરું જ લાગ વ,
યેની ઘળા ટીપા વ બાયી,
યેની ઘળા ટીપા વ,
યેની ભટી રચી વ બાયી,
યેની ભટી રચી વ,
યેની ઘળા ભુજા વ બાયી,
યેની ઘળા ભુજા વ,
યેની ઘળા મલા વ બાયી,
યેની ઘળા મલા વ,
કુંભારી ઘરીચા ઘળા વ બાયી,
કુંભારી ઘડીચા ઘળા વ,

વાગદેવાંચાં લેપાં વ બાયી,
વાગદેવાંચાં લેપાં વ,
ચંદન મોરાંચાં પીસાં વ બાયી,
ચંદન મોરાંચાં પીસાં વ,
માગનીલા જાતી વ બાયી,
માગનીલા જાતી વ,
નાગદેવાંચાં લેપાં વ બાયી,
નાગદેવાંચાં લેપાં વ,
સાત સવરીચાં લેપાં વ બાયી,
સાત સવરીચાં લેપાં વ,
ખાંબગળાચાં લેપાં વ બાયી,
ખાંબગળાચાં લેપાં વ,
સેંદવળગળાચાં લેપાં વ બાયી,
સેંદવળગળાચાં લેપાં વ,
નીળપદેવીચાં લેપાં વ બાયી,
નીળપદેવીચાં લેપાં વ,

કનસરાદેવીચાં લેપાં વ બાયી,
કનસરાદેવીચાં લેપાં વ,
નડગ્યાગળાચાં લેપાં વ બાયી,
નડગ્યાગળાચાં લેપાં વ,
ઘુંઘાસવરચાં લેપાં વ બાયી,
ઘુંઘાસવરચાં લેપાં વ,
ફૂલાસવરચાં લેપાં વ બાયી,
ફૂલાસવરચાં લેપાં વ,
સાતીદારકાચાં લેપાં વ બાયી,
સાતીદારકાચાં લેપાં વ,
ધવળાગીરચાં લેપાં વ બાયી,
ધવળાગીરચાં લેપાં વ,
પાનગળાચાં લેપાં વ બાયી,
પાનગળાચાં લેપાં વ,
જુગીનાથદેવાચાં લેપાં વ બાયી,
જુગીનાથદેવાચાં લેપાં વ,

નારનદેવાચાં લેપાં વ બાયી,
નારનદેવાચાં લેપાં વ,
ગોફાચાં લેપાં વ બાયી,
ગોફાચાં લેપાં વ,
દેરામાળચાં લેપાં વ બાયી,
દેરામાળચાં લેપાં વ,
પાંચ ઘરાચાં માન વ બાયી,
પાંચ ઘરાચાં માન વ.

વાઘબારશ તહેવાર વખતે વારલી સ્ત્રીઓ દેરો બાંધે છે. મોટા માટલાની ફરતે કંકુથી દેવી દેવતાઓ અને ગઢોના ચિત્રો દોરવામાં આવે છે. ડાંગી સ્ત્રીઓ દોરેલા ચિત્રો પ્રમાણે ઉપરનું ગીત ગાય છે. દેરા એ ડુંગર દેવીઓએ બાંધ્યો હતો. એવી, પૌરાણિક કથા ડાંગમાં પ્રચલિત છે. આમ, દેરાના ગીતોમાં ડાંગી સ્ત્રીઓની ભક્તિભાવના વ્યકત થાય છે.

**તમાસાના ગીતો :**

ડાંગ જિલ્લામાં તમાસા નાટક મંડળી પ્રખ્યાત છે. તેમાં નૃત્યકાર પુરુષ હોય છે, પરંતુ સ્ત્રીનો વેશ ધારણ કરે છે. તમાસાએ મહારાષ્ટ્રનું નાટયસાહિત્ય છે. આ રાજયનો ડાંગના સીમાડાના ગામડાઓ સાથે

સામાજિક સંબંધ છે, એટલે ડાંગના લોકો પણ તમાસા જુએ. એટલે ડાંગના ગામડાઓમાં તેનો પટ વિસ્તરતો ગયો. સિનેમા, રેડિયો જેવા સાધનો ઉપલબ્ધ હોવા છતાં પણ તમાસાનો રસ જળવાય રહયો છે. તમાસા મંડળી જુદા-જુદા વેશો દ્વારા જ્ઞાન, શિક્ષણ અને મનોરંજન પુરુ પાડે છે.

ડાંગ જિલ્લાના ગામે ગામે કોઈ માહિતી પહોંચાડવાની હોય તો તે તમાસા દ્વારા લોકો સુધી પહોચાડવામાં આવે છે. દા.ત. આદિવાસી સંગઠન વિશે, એઈડ્સ, મેલેરિયા અને જાત જાતના રોગો વિશે, જે તે ખાતા તરફથી ગામે ગામ તમાસા પાર્ટી મોકલીને લોકોમાં પ્રચાર કરાય છે. આ રીતે તમાસા એ વારલી લોકોનું મનોરંજનનું સાધન બની ગયું છે. લગ્ન જેવા શુભ પ્રસંગે આ કાર્યક્રમ રાખવામાં આવે છે.

તમાસા નાટક મંડળીમાં સૌથી પહેલાં નમનનું ગીત ગાવામાં આવે છે.

પહિલા નમીન ધરતરીમાતાલા હો,
દુસરા નમીન સૂરેચંદ્રાલા હો,
તીસરા નમીન ગાંવદેવીલા હો,
ચૌથા નમીન કનસરાદેવીલા હો,
પાંચવા નમીન આભદેવાલા હો,
સાહવા નમીન ઢોલે પોરેલા હો,
સાતવા નમીન નાચે પોરેલા હો,
આઠવા નમીન સુરતેલા હો,

નવમા નમીન આઈબાઈલા હો.

આ ગીતનો ભાવાર્થ ખુબ સરસ છે. ધરતીમાતા, સૂર્ય-ચંદ્ર, ગામદેવી, કનસરીદેવી, આકાશદેવ, ઢોલકી વગાડનાર, નાચનાર, ગાવાવાળા અને દર્શકોને અમે વંદન કરીએ છીએ.

નમનગીતનો ભાવાર્થ સરળ છે, પરંતુ એમાં જે ભાવ છુપાયો છે, તે ગહન છે. કાર્યક્રમના આરંભો જ વંદના અને તેમાંય પ્રથમ નમન ધરતીમાતાને એ બાબત અર્થપૂર્ણ છે. શાસ્ત્રકારોના વિચારોની જેમ વારલી આદિવાસીના વિચારો પણ ઉચ્ચકક્ષાના છે.

તમાસા ચાલુ કરતાં પહેલાં નમન કરવું જરુરી છે. નમન કે વંદના દ્વારા તેઓ મંડળી પર સારી છાપ પાડે છે. એ જ તેમની વિનમ્રતા છે.

તમાસામાં તેઓ મનોરંજન માટે પણ ગીતો ગાય છે.

ગંગુ તારુ ન તુજા દે પ્રેમ ,
જરા હિચકેત હે બે ફામ,
માજે પાસુન દુર નોકો જાઉં ગંગુબાઈ,
તુજે સિવાય માલા કરમત નાય,
ગંગુ તારુ ન તુજા દે પ્રેમ...
લાજુ નોકો જવળ યે હો ગંગુબાઈ,
તુજે સિવાય માલા કરમત નાય,

ગંગુ તારુ ન તુજા દે પ્રેમ...
ઘેવું નોકો આડોસાલા, યેનાર બી નાય,
દુસરેચે જાતિચા ભરુસા નાય, બાબા
દુસરેચે જાતિચા ભરુસા નાય,
ગંગુ તારુ ન તુજા દે પ્રેમ...

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે ગંગુ તારો મને પ્રેમ આપ. તું મનમાં હિચકિચાટ કરીશ નહી. મારાથી દૂર ન જઈશ. તારા વિના મને ગમતું નથી. લાગણીશીલ હૈયાં જુદા પડતાં નથી. આમ, ઉપરના ગીતમાં પ્રેમની વાત કરવામાં આવી છે.

હળદ લાવા વ કુવારી કન્યાલા,
હળદ લાવા વ,
કુંકું લાવા વ કુવારી કન્યાલા,
કુંકું લાવા વ,
ગાઠી ઘાલા વ કુવારી કન્યાલા,
ગાઠી ઘાલા વ,

તમાસા નાટકમંડળીમાં લગ્નનું નાટક પણ ભજવવામાં આવે છે. ઉપરના ગીતમાં લગ્નવિધિ રજુ કરવામાં આવી છે. હળદર અને કંકુ લગ્ન માટે મહત્વની વસ્તુ છે. લગ્ન કરતાં પહેલાં કન્યાને પીઠી લગાડે

છે.

માજે નવરાની સોળલી દારુ,
દેવ બાઈ પાવલાય ગ,
ઈલે પિલેનું ફોળા નારેળ દેવાલા,
કોની યા રસ્તા દાવલે તુમચે બાપાલા,
સૂકાચા સારા સવસાર ન્યારા,
સૂકાચા સારા સવસાર ન્યારા,
સોનેચા દિવસ ઉગલા ગ બાઈ,
માજે નવરાની સોળલી દારુ,
દેવ બાઈ પાવલાય ગ.

આ ગીતમાં નાયિકા કહે છે કે મારા પતિએ દારુ છોડી તો સાક્ષાત દેવ પ્રસન્ન થયા છે, એવું લાગે છે. તેની ખુશીમાં દેવની પૂજા કરીને નાળિયેર વધેરીશ.પતિએ દારુ છોડી દીધો એટલે મારા જીવનમાં જાણે સોનાનો સૂરજ ઉગ્યો. આ ગીતમાં વ્યસની પતિની વાત સરસ રીતે રજુ કરી છે.

આમ, તમાસાના ગીતોમાં સમાજજીવનની સમસ્યાઓ, વિડંબનાઓ, વ્યસન વિશે, રાધા-ગોપી, દેવદેવીની સ્તુતિ વગેરે વિષયને લગતા ગીતો ગાવામાં આવે છે.

**લગ્નગીતો :**

વારલી આદિવાસીઓ જન્મ, લગ્ન, અને મૃત્યુને મહત્વના પ્રસંગો ગણે છે. આ સમાજમાં લગ્ન ખૂબ જ ધામધૂમથી થાય છે. જીવનને સ્થિર બનાવી ટકાવી રાખવા માટે અને વંશનો સાંસ્કૃતિક વારસો જાળવવા માટે લગ્નજીવન જરૂરી છે. વારલી આદિવાસીઓમાં લગ્નનો રિવાજ બોલપેન, મોટીપેન એમ બે વિભાગમાં વહેંચવવામાં આવે છે. લગ્નના દરેક પ્રસંગે લગ્નગીતો ગવાય છે. વારલીઓમાં વિધિ પ્રમાણે લગ્નનાં ગીતો ગાવામાં આવે છે, જેમ કે પીઠી લગાડવાની વિધિનાં ગીતો, કંકુનો ચાંદલો કરવાની વિધિનાં ગીતો, દેહવારા વિધિના ગીતો, કન્યાવિદાયના ગીતો, ફટાણા.

**બોલપેનનું ગીત**

માજે પંડરી જરા થામ થામ રે,
માજા બાપા નઈ વનેલ જરા થામ થામ રે,
માજે પંડરી જરા થામ થામ રે,
માજી માયી નઈ વનેલ જરા થામ થામ રે,
માજે પંડરી જરા થામ થામ રે,
માજા ભાવુ નઈ વનેલ જરા થામ થામ રે,
માજે પંડરી જરા થામ થામ રે,

માજી બઇન નઈ વનેલ જરા થામ થામ રે,
માજે પંડરી જરા થામ થામ રે,
માજા કાકા નઈ વનેલ જરા થામ થામ રે,
માજે પંડરી જરા થામ થામ રે,
માજા મામા નઈ વનેલ જરા થામ થામ રે,
માજે પંડરી જરા થામ થામ રે.

ગાનારનીઓ આ ગીતમાં ગાય છે કે થોડીવાર થંભી જાઓ. કન્યાના મા-બાપ, ભાઈ-બહેન, કાકા-કાકી જેવા સંબંધીઓ હાજર નથી. તેઓ આવે પછી બોલપેનની વિધિ કરજો.

બોલવા બોલવા ગુનાચે બાપુલા વ,
બાપુ દેતે વ લેકીલા યેંગુળે વ,
બાપુ દેતે વ લેકીલા યેંગુળે વ માઈલા,
બોલવા બોલવા ગુનાચે માયીલા વ,
માયી દેતે વ લેકીલા યેંગુળે વ ભાવુલા,
બોલવા બોલવા ગુનાચે ભાવુલા વ,
ભાવુ દેતે વ બઈનલા યેંગુળે વ ભોવજેસલા.

આ ગીત વર-કન્યાને સ્નાન કરાવતી વખતે ગાવામાં આવે છે. ગાનારીઓ દ્વારા ગવાતા ગીતમાં

ગુનાના માતા, પિતા, ભાઈ, બહેનને હાજર રહેવા કહેવામાં આવ્યું છે.

**પીઠીનું ગીત**

નીળાં પાતળ હળદી ગ ભરીત બાઈચે ગ લગનાલા,
બાપા વ માજા દોન દિવસાચા,
સાસરે વ માજા જલમાચા,
નીળાં પાતળ હળદી ગ ભરીત બાઈચે ગ લગનાલા,
માયી વ માજી દોન દિવસાચી,
સાસુ વ માજી જલમાચી,
નીળાં પાતળ હળદી ગ ભરીત બાઈચે ગ લગનાલા,
ભાવુ વ માજા દોન દિવસાચા,
દેરુ વ માજા જલમાચા,
નીળાં પાતળ હળદી ગ ભરીત બાઈચે ગ લગનાલા,
બઈન વ માજી દોન દિવસાચી,
નંદ વ માજી જલમાચી,
નીળાંપાતળ હળદી ગ ભરીત બાઈચે ગ લગનાલા.

આ ગીતમાં કહેવામા આવ્યું છે કે મા-બાપ, ભાઈ, બહેન બે દિવસના છે, પરંતુ સાસુ, સસરા, દિયર અને નણદ સાથે તો જીવનના છેલ્લા શ્વાસ સુધી નિકટનો નાતો જોડાયેલો રહે છે.

**દેહવારા વિધિનાં ગીતો :**

વસરી વર સેગુ વ વર કાય જોતી,
નવરીચા બાપા વ જોતી લાવીલ,
વસરી વર સેગુ વ...
નવરીચી માયી વ જોતી લાવીલ,
વસરી વર સેગુ વ...
નવરીચા ભાવુ વ જોતી લાવીલ,
વસરી વર સેગુ વ...
નવરીચી બઈન વ જોતી લાવીલ,
વસરી વર સેગુ વ...
વસરી વર સેગુ વ વર કાય જોતી.

દેહવારા પૂજનની વિધિ કરતી વખતે સગાસંબંધી અને ગામના આગેવાનો હાજર રહે છે. ઘરમાં ઉખળ પાસે વરન્યાને બેસાડીને વિધિ કરે છે. પિતૃઓના નામની સૂપડામાં ચોખાની પૂજ પાડે છે.

અગરબતીથી ધૂપ કરીને દિવો સળગાવે છે, ત્યારે ઉપરનું ગીત ગાવામાં આવે છે. ગીતના વર્ણનમાં માં-બાપ, ભાઈ-બહેનનું નામ લઈને ગીત ગાય છે.

ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ગોની ભરીલ કુકવાચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ગોની ભરીલ સેંદુરાચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ગોની ભરીલ ચોખાચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ગોની ભરીલ દાળચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,

ગોની ભરીલ ખાડચે,
ગોની લુટીલ તઆમેરઅ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ,
ઘાટે વરુન બયલુ ઉતરીલ.

આ ગીતમાં કંકુ, સિંદુર, ચોખા, ખાંડ વગેરે પૂજાની સામગ્રીનું નામ લઈને ગાવામાં આવ્યું છે. દેહવારા પૂજનની વિધિમાં આ વસ્તુઓનો ઉપયોગ થાય છે. તેથી ઉપરના ગીતમાં તેનું વર્ણન કરેલું છે.

**ફટાણા :**

નવરાનાં વરાડે નવાય વ દેખલે,
વનલે તસે માંડવ ખાલ બસલે,
નવરાને ગાનારની નવાય વ દેખલે,
વનલે તસે માંડવ ખાલ બસલે,
નવરાના કાહાળકર નવાય વ દેખેલે,
વનલે તસે માંડવલા ખોસલે,
નવરાના ઢોલગ્યા નવાય વ દેખેલે,

વનલે તસે માંડવલા ખોસલે,
નવરાના નગારકર નવાય વ દેખેલે,
વનલે તસે માંડવ ખાલ થેવલે,
નવરાનાં વરાડે નવાય વ દેખલે,
વનલે તસે માંડવ ખાલ બસલે.

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે વરરાજાના જાનૈયાઓએ કોઈ દિવસ મંડપ જોયો ન હોય, એમ આવીને મંડપ નીચે બેસી ગયા. વરપક્ષની ગાનારનીઓ, કાહાળકર, ઢોલગ્યા, નગારકર બધા મંડપ નીચે બેસી જાય, ત્યારે કન્યાપક્ષની ગાનારીઓ ફટાણા ગાય છે.

**કન્યાવિદાય વખતે ગવાતાં ગીતો :**

પીલવાયના ડોંગર પીલવાયના વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,
નવરીની માયી કીલવાની રડઅ,
કીલવાની વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,

નવરીના બાપા કીલવાના રડઅ,
કીલવાના વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,
નવરીના ભાવુ કીલવાના રડઅ,
કીલવાના વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,
નવરીની બઈન કીલવાની રડઅ,
કીલવાની વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,
પીલવાયના ડોંગર પીલવાયના વ,

કન્યાવિદાય વખતે કન્યાના મા-બાપ, ભાઈ, બહેન ખુબ રડે છે. આ સમયે કન્યાના સગાસંબંધીઓનો ચહેરો દયામણો થઈ જાય છે. તેનું વર્ણન ઉપરના ગીતમાં કરવામાં આવ્યું છે.

**અન્ય ગીતો :**

પાનેલા ગય તઠઅ ઘાઘર માજી ફૂટીલઅ,
બાય ગઅ પદર માજા ભીજીલઅ,
બાય ગઅ પદર માજા ભીજીલઅ,
રસ્તેલા ગય તઠઅ બુલેટવાળા મીળી લ,
બાય ગઅ મનઅ મદી રુસીલ,
બાય ગઅ મનઅ મદી રુસીલ,
પાનેલા ગય તઠઅ ઘાઘર માજી ફૂટીલઅ,
બાય ગઅ પદર માજા ભીજીલઅ,
બાય ગઅ પદર માજા ભીજીલઅ,
રસ્તેલા ગય તઠઅ સાયકલવાળા મીળી લ,
બાય ગઅ મનઅ મદી રુસીલ,
બાય ગઅ મનઅ મદી રુસીલ,
પાનેલા ગય તઠઅ ઘાઘર માજી ફૂટીલઅ,
બાય ગઅ પદર માજા ભીજીલઅ,
બાય ગઅ પદર માજા ભીજીલઅ.

આ ગીતમાં કન્યાના મનોભાવ વ્યકત થયા છે. કન્યા પોતાની સખીને કહે છે કે રસ્તામાં સાયકલવાળો મળી ગયો, શું કહુ બહેન ? તે સાયકલવાળો મારા મન, હૃદયમાં વસી ગયો.

ઈકુન ડોંગર તીકુન ડોંગર ,
મદી આહે  ગ નીળીબતી,
મદી આહે  ગ નીળીબતી,
નીળીબતીમાં પીવળીબતી,
રાસલ વળખ વ તુજા પતિ,
રાસલ વળખ વ તુજા પતિ,
કાય વળખું માજા પતિ,
પતિ બસલાય ગ પાટલે વરી,
પતિ બસલાય ગ પાટલે વરી,
ઈકુન ડોંગર તીકુન ડોંગર ,
મદી આહે ગ નીળીબતી.

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે ચારે બાજુ ડુંગર અને વચ્ચે લીલીબતી સળગે છે. સખી કન્યાને કહે, લીલી-પીળી બતી સળગે છે, એના અજવાળામાં તું તારા પતિને ઓળખી બતાવ. ત્યારે કન્યા તેનો

જવાબ આપતાં કહે છે કે શું કહુ બહેન ? મારો પતિ પાટલા પર બેઠો છે. આ રીતે કન્યાની સખીઓ ગીત ગાય છે.

ડાંગના વારલી સમાજના લગ્નગીતો પ્રસિદ્ધ છે. આ ગીતોમાં સ્ત્રીઓની હૃદયભાવના વ્યક્ત થાય છે. તે સિવાય ગીતોનો રાગ, ઢાળ પણ જળવાઈ રહ્યો છે.

**ભાયા (ડુંગરદેવ) નૃત્યનાં ગીતો :**

વારલીઓનો મુખ્ય વ્યવસાય ખેતી હોવાથી ખેતરનું રક્ષણ કરવા માટે ડુંગરમાવલીઓની બાધા રાખે છે. બાધા સફળ થાય ત્યારે ડુંગરદેવ બેસાડે છે. આ પૂજામાં રાતે દેવગીતો ગાઈને નાચે છે. આ નૃત્ય તે ભાયાનૃત્ય છે. ડુંગરદેવ ઉત્સવની ઉજવણી આખા ગામના ઉજવણી મનાય છે અને આખા ગામના લોકોના સહકારથી ઉજવણી સંપન્ન થાય છે.

ઉના એ ડુંગરદેવનો ભગત છે. પૂર્વજોના સમયથી ડુંગરદેવમાં ઉના અને ઝાંઝુગવળીની ભક્તિ ચાલે છે. ગુરૂશિષ્યના પરંપરાથી આ ભક્તિ હાલમાં પણ ટકી રહેલી છે. ઉનાંએ ડાંગની ભૂમિ પર જે લીલા કરી તેનું વર્ણન નીચેના ગીતમાં કરેલું છે.

ઉનાં પાની ભરઅ વ દેવડોંગરાલા,
ઉનાં ખળી સારવ વ દેવડોંગરાલા,
ઉનાં ભાયેં રાખઅ વ દેવડોંગરાલા,

ઉનાં ગળ વર જાય વ દેવડોંગરાલા,
ઉનાં કળપી ચારઅ વ દેવડોંગરાલા,
ઉનાં પાવા વાજવઅ વ દેવડોંગરાલા,
ઉનાં પાની ભરઅ વ દેવડોંગરાલા.

કેટલીક વખતે ડુંગરદેવમાં દેવી-દેવતાઓનું નામ લઈને ગીતો ગાવામાં આવે છે. ડુંગરદેવમાં સાતદેવી માતાઓ કાળદેવી, નીળપ દેવી, ઝોલાદેવી, ઘુંગાદેવી, ખાંભ દેવી, દુધા ઉપરાંત અન્ય દેવોના પણ નામ લઈને ગીતો ગાવામાં આવે છે.

સવરી ગેલી પારનેરાલા,
પારનેરા ઉંચા નીચા હુયઅ ર ઝાય ઝોપીલે,
માવલી ગેલી ખાંબા દુરુંગલા,
ખાંબા ઉંચા નીચા હુયઅ ર ઝાય ઝોપીલે,
માવલી ગેલી પેંડવળ ગળાલા,
પેંડવળ ઉંચા નીચા હુયઅ ર ઝાય ઝોપીલે,
માવલી ગેલી આંબુન ગળાલા,
આંબુન ઉંચા નીચા હુયઅ ર ઝાય ઝોપીલે,
માવલી ગેલી બાફળે ગળાલા,

બાફળે ઉંચા નીચા હુયઅ ૨ ઝાય ઝોપીલે.

ડુંગરદેવ ધાર્મિક ઉત્સવ એ ડાંગના વારલીઓનો મોટામાં મોટો ઉત્સવ છે. આ ઉત્સવમાં ગોળ કુંડાળામાં તાળીઓ પાડીને નાચે છે. આ ઉત્સવ વખતે આખી રાત પાવરી, ઢોલ અને ગીતોની રમઝટના તાલે નાચે છે. ખેતીની બરકત માટે ઢોર ઢાંખરના રક્ષણ માટે, સંતાન સુખ માટે, અનિષ્ટ પરિબળોનો નાશ કરવા માટે ડાંગી લોકો ડુંગરદેવ-દેવીઓની પૂજા કરે છે.

ટાપરા તુજે ડોકીલા કાય ૨ ?
મોખવલી ટોપી ૨,
ટાપરા તુજે ડોકીલા કાય ૨ ?
કરુચા ફૂલ ૨,
ટાપરા તુજે ડોકીલા કાય ૨ ?
દેવકુરડુ ફૂલ ૨,
ટાપરા તુજે યેંગામાં કાય ૨ ?
મલમલ ઝગાં ૨,
ટાપરા તુજે પાયામાં કાય ૨ ?
કીર કીરે બુટ ૨,
ટાપરા તુજે હાથામાં કાય ૨ ?

સોનેરી કિરચી ૨.

દેવ ટાપરા ડુંગર માવલીઓનો પતિ છે. ભાયાનો એ નાયક ગણાય છે. ટાપરાનો વેશ આકર્ષક હોય છે. માથે ગલગોટા, દેવફૂલ, કરુચાના ફૂલોની ગુંથેલી ટોપી, શરીરમાં મલમલનો ઝબ્બો, કમરે દુપટ્ટો બાંધે છે. એક હાથમાં વાંસની ખરબચડી ચીપ અને બીજા હાથમાં વાંસની ચીપમાંથી બનાવેલી કીરચી હોય છે. આમ, આ ગીતમાં ટાપરાનો વેશ રજૂ કરવામાં આવ્યો છે.

માગલે દારી કાય આહા?
કેળીસા બાગ આહા?
માગલે દારી કાય આહા?
ખારેકીસા બાગ આહા?
માગલે દારી કાય આહા?
લીંબુસા બાગ આહા?
માગલે દારી કાય આહા?
પોપોયીસા બાગ આહા?
યો બાગ કોનાના?
ડોંગરમાવલીના?

ડુંગરદેવની પૂજાવિધિમાં ફળફળાદિની જરુર પડે છે. કેટલાક ફળો તો ઘરની વાડી કે વાડામાંથી જ મળી રહે છે. વાડામાં બધુ કોના પ્રભાવે છે. ડુંગરદેવની કૃપાદૃષ્ટિથી જ આ વાડીઓ ઉભી થઈ છે. તે માવલીનું રક્ષણ કરે છે. એવી ભાવના વારલીઓમાં છે.

માદળનૃત્યના ગીતો :

માદળ એ મૃદંગ જેવું વાજિંત્ર છે. માદળનૃત્યમાં નૃત્યની સાથે ગીતોનો પણ સમાવેશ થાય છે. લગનપ્રસંગે તેમજ મનોરંજન માટે માદળનૃત્ય નાચે છે. માદળને પુરુષો કમર પાસે બાંધીને નાચે છે. નાચવાવાળા પુરુષો નાચવાનો તાલ અને વગાડવાનો તાલ જાળવી રાખે છે. એ માદળનૃત્યની ખાસ વિશેષતા છે. સાત-આઠ પુરુષો ગીતો ગાય છે. આ નૃત્યમાં પણ મોટે ભાગે દેવગીતો ગાવામાં આવે છે. ડાંગના વારલી સમાજમાં માદળના ગીતો પ્રચલિત છે, તે નીચે મુજબ છે.

એવળ ખેવળે  મેળવેલે વ ધોબિંગ લે,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
ધરતીમાઈચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
વનસામાઈચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,

ગાવતરી માઈચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
કનસરીમાઈચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
પાંચી દેવાચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
નારનદેવાચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
ગાંવદેવીચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
હનવતદેવાચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
ચાંદ-સુરેચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
મહાદેવાદેવાચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,

પાનદેવાચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
પાટિલ પાટલાચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
નવુરદેવાચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે,
આઈબાઈચા ખેળ માંડલા રે ખેળ માંડલા,
હાથાના ખેળ ખેળ વ ઈગતો માળે.

આ ગીતથી માદળનૃત્યની શરુઆત થાય છે. દેવ-દેવીઓને વંદન કરી નૃત્યમાં પધારવાનું આહવાન કરવામાં આવે છે. જે કોઈ નૃત્યમાં મેલીવિદ્યા અજમાવીને ખલેલ પાડશે, તેમને અગ્ની બાળી નાખશે, એવું વચન કહેવામાં આવે છે. નૃત્યમાં વિઘ્નો ન આવે, તે માટે દેવદેવીને વિનંતી કરે છે. છેવટે ગામનો પાટિલ અને દર્શકોને શાંતિપૂર્વક નિહાળવા માટે કહે છે.

દોની સવઅ ચાલઅ તીં કાય હ રામી ?
શીંગાલા ચરઅ તીં કાય હ રામી ?
સાતીલા તોંડ તીં કાય હ રામી ?
ઝપ કરી પાની પેય તીં કાય હ રામી ?

ઉપરનું ગીત ઉખાણાં જેવું છે. દરેક વાક્યમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. આ બધા જ પ્રશ્નના જવાબમાં કરચલો છે. માદળનૃત્યમાં આ પ્રકારના ગીતો ગાવામાં આવે છે.

વરલા જુગ કોનાચા રાજે,
વરલા જુગ સુરેચા રાજે,
ધવળાગીર કોનાચા રાજે,
ધવળાગીર મહાદેવાચા રાજે,
ઈન્દ્રશોભા કોનાચી રાજે,
ઈન્દ્રશોભા ઈન્દ્રચી રાજે,
કોરા બાંબુન કોનાચા રાજે,
કોરા બાંબુન ભગવાનદેવચા રાજે,
નવ લાખ દારકા કોનાચી રાજે,
નવ લાખ દારકા સાયદેવાચી રાજે,
પાતાળ જુગ કોનાચા રાજે,
પાતાળ જુગ શેષનાગાચા રાજે,
અયોધા નગરી કોનાચી રાજે,
અયોધા નગરી દસરતચી રાજે,

પાનગળ કોનાચા રાજે,
પાનગળ પાનદેવાચા રાજે,
સતરગળ કોનાચા રાજે,
સતરગળ સતરશીંગીચી રાજે.

આ ગીતમાં દેવ-દેવીઓના વસવાટના સ્થાનકોની વાત કરવામાં આવી છે. દેવ-દેવી જયાં રહે છે, ત્યાં તેમનું રાજ છે. તે પ્રદેશ દેવનું સ્થાનક તરીકે ઓળખાય છે. કેટલાક દેવો ડાંગ પ્રદેશની નજીકના અથવા કાલ્પનિક કે વિશેષતા ધરાવનારા છે.

અવ પીપળપાન ખળાળઅ,
અવ પાયી જોળા ઝળાળઅ,
અવ પીપળપાન ખળાળઅ,
અવ કંબરે સાળી ઝળાળઅ,
અવ પીપળપાન ખળાળઅ,
અવ ગળાત ગાઠી ઝળાળઅ,
અવ પીપળપાન ખળાળઅ,
અવ નાકાચી નથની ઝળાળઅ,
અવ પીપળપાન ખળાળઅ,

અવ કપાળી ટીકલી ઝળાળઅ,
અવ પીપળપાન ખળાળઅ,
અવ ચીના તોળા ઝળાળઅ,
અવ પીપળપાન ખળાળઅ,
અવ ચેનીલા ગોંડા ઝળાળઅ.

આ ગીતમાં નારીનું વર્ણન કરવામાં આવ્યું છે. જેમ પીપળાનું પાન ખખડે તેમ પગમાં સાકળા ખખડે, કંબરે સાડી ઝગારા મારે, ગળામાં હાર ચમકે, નાકમાં નથની ચમકે, કપાલમાં ચાંદલો ચમકે અને વાળમાં નાખેલું ફૂલ પણ ચમકે છે. આમ માદલ નૃત્ય એ કોઈ પણ શુભપ્રસંગે ગીતો ગાઈને નાચવામાં આવે છે અને તેમાં વિવિધ વિષયો ધરાવતા ગીતોનો સમાવેશ થાય છે.

**ઠાકાર્યા નૃત્યના ગીતો :**

તેરા ઉત્સવથી ઠાકર્યા નૃત્યનો પ્રારંભ થાય છે અને દિવાળી સુધી આ નૃત્ય નાચવામાં આવે છે. આ નૃત્યનો સીધો સંબંધ ખેતી સાથે છે. દરરોજ સાંજે ભેગા થયેલા યુવકો આનંદ માટે અથવા મનોરંજન માટે નૃત્ય કરે છે. આ નૃત્યમાં વાદ્ય તરીકે ફકત ઢોલગી અને પતરાનો ખાલી ડબ્બો વગાડે છે. આ નૃત્યના પ્રારંભે નમનગીત ગાવામાં આવે છે. નમનગીતમાં ઈષ્ટદેવની સાથે પ્રકૃતિનાં તત્વોને પણ નમન કરવામાં આવે છે.

એકય નમીન કરઅ ર પરભુ એકય દેવાલા,
દોનય નમીન કરઅ ર પરભુ દોનયે દેવાલા,
તીનયે નમીન કરઅ ર પરભુ તીનયે દેવાલા,
ચારયે નમીન કરઅ ર પરભુ ચારયે કોપરાલા,
પાંચયે નમીન કરઅ ર પરભુ પાંચયે પાંડવાલા,
સવયે નમીન કરઅ ર પરભુ સવયે દેવાલા,
સાતયે નમીન કરઅ ર પરભુ સાતયેસાતવીલા,
આઠયે નમીન કરઅ ર પરભુ આઠયેકોંડાલા,
નવયે નમીન કરઅ ર પરભુ નવયે નવરાત્રીલા,
દસયે નમીન કરઅ ર પરભુ દસયે દશરાલા,
અગેર નમીન કરઅ ર પરભુ અગેર દેવાલા,
બારયે નમીન કરઅ ર પરભુ બારયે દેવાલા,
તેરાયે નમીન કરઅ ર પરભુ તેરાયે અવસાલા,
સેલય નમીન કરઅ ર પરભુ આઈકાબાઈલા.
આ રીતે નમનનું ગીત ગાઈને પછી જ બીજા ગીતો ગાવામાં આવે છે.

ગાળીચે ટેસના વરી વ માય,
કોન માજા મયતર ?
કોન માજા મયતર વ માય ?
કોન માજા મયતર ?
કોન માજા મયતર વ માય ?
ઢોલે માજા મયતર,
કોન માજા મયતર વ માય ?
નાચે માજા મયતર,
કોન માજા મયતર વ માય ?
ગાનાર માજા મયતર,
ગાળીચે ટેસના વરી વ માય,
કોન માજા મયતર ?

આ ગીતમાં કહેવામાં આવ્યું છે કે ગાડીના સ્ટેશન પર કોણ મારો મિત્ર ? બીજા ગાનાર તેનો જવાબ આપતાં કહે છે કે ગાડીના સ્ટેશન પર ઢોલકી વગાડનાર, નાચનાર અને ગાનાર મિત્રો છે. નૃત્યમાં જોડાતા કલાકારોનું નામ લઈને ગીત પૂરું કરે છે.

વારલીઓનું જીવન પ્રકૃતિમય છે. વન,વર્ષા અને વન્યજીવો સાથે પોતાનું જીવન એકરૂપ થઈ ગયું છે. નીચેના ગીતમાં કરચલાનું વર્ણન કર્યુ છે.

નદીચે કિનારીલા વ માય,
ધવળા બઈલ બાંદા વ માય,
ધવળા બઈલ બાંદા વ માય,
શીંગાલા ચરતી વ માય,
કુખીલા વાગુલ વળઅ વ માય,
કુખીલા વાગુલ વળઅ વ માય,
સેમટીલા હગતી વ માય,
નદીચે કિનારીલા વ માય,
ધવળા બઈલ બાંદા વ માય.

**માહિતીદાતા :**

(૧) ધુલુમ શાકરુબેન શંકરભાઈ (ઉંમર-૫૫)
મુ. ધુલદા પો. બરડીપાડા
તા. આહવા જિ.ડાંગ

(૨) વારલી ગોપજીભાઈ જાનુભાઈ (ઉંમર-૬૦)
મુ.પો.જામલાપાડા તા.આહવા જિ.ડાંગ
(૩) રાંધ્યા છગનભાઈ મયલાભાઈ (ઉંમર-૭૦)
મુ. ધુલદા પો. બરડીપાડા
તા. આહવા જિ.ડાંગ
(૪) સીતાબેન ઝીમાભાઈ ભીસરા (ઉંમર-૪૫)
મુ. ધુલદા પો. બરડીપાડા
તા. આહવા જિ. ડાંગ
(૫) જયનાબેન ફૂલાભાઈ ગાવિત (ઉંમર-૬૭)
મુ. ધુલદા પો. બરડીપાડા
તા. આહવા જિ.ડાંગ
(૬)મયનાબેન રામજુભાઈ ગાવિત (ઉંમર-૭૦)
મુ. ધુલદા પો. બરડીપાડા
તા. આહવા જિ.ડાંગ
(૭)વળવી સીતારામ માહલેભાઈ (ઉંમર- ૫૫)
મુ.પો.મહાલ

તા. આહવા જિ.ડાંગ

(૮) ઠાકરે ઝીંગુબેન માહરેભાઈ (ઉંમર-૭૦)

મુ.ગીરમાળ પો.શિંગાણા

તા.આહવા જિ.ડાંગ

(૯) વારલી મયનાબેન સોમાભાઈ (ઉંમર-૬૮)

મુ. ધુલદા પો. બરડીપાડા

તા. આહવા જિ.ડાંગ

(૧૦) ચૌધરી શિવાભાઈ સોનુંભાઈ (ઉંમર-૪૫)

મુ. ધુલદા પો. બરડીપાડા

તા. આહવા જિ.ડાંગ

(૧૧) વારલી જાનુભાઈ ભાવલુભાઈ (ઉંમર-૫૫)

મુ.પો.ધવલીદોડ

તા. આહવા જિ.ડાંગ

(૧૨) વાળુ મંગીબેન નાનાભાઈ (ઉંમર-૫૮)

મુ. ધુલદા પો. બરડીપાડા

તા. આહવા જિ.ડાંગ






(૧૩) ખૈરાળ સુમનબેન માલજયાભાઈ (ઉંમર-૫૫)
મુ.જામન્યામાળ પો.શિંગાણા
તા.આહવા જિ.ડાંગ

માહિતી લેનાર
લલ્લુભાઈ રાઠવા
આદિવાસી અકાદમી તેજગઢ




